તૂજ વીણાતણા[1] તંતુને છેડીને,
ત્યાં મધુર ગાન ત્હારૂં કરે શું?! ૩

ઊગતા સૂર્યથી કોર શણગારીને,
વાદળાં જાય કંઇ રંગ ધરવા,
એ મનોહર નૂતન[2] સ્થાન તું ધારીને,
ત્યાં ગઈ પ્રેમથી મોજ કરવા?
કે રૂડી રજનીમાં સિંધુની[3] છાતીપર
ઇંદુએ[4] સાંકળી રમ્ય ગુંથી,
તે નિહાળી બહુ મોહ શું પામી ત્યાં,
સરી ગઈ ભેદ લેવા હળુથી?! ૪

ગાજતો ઉછળતો સિંધુ ગંભીર બહુ
હૃદયમાં રત્ન રાખે છુપાવી,
સર્વ એ રત્ન મઢવા જ તુજ મુગટમાં
શું ગઈ ત્યાંહિં તું ઝંપલાવી?
કે કયા ધરણીના લલિત ખૂણા વિશે
એકી સંતાઈ એકાંત સારૂ?—

૧. એક તંતુવાદ્ય; બે પાસે તુમડાંવાળો સાત તારનો તંબુરો.
૨. નૌતમ; નવીન. ૩. સમુદ્રની. ૪. ચંદ્રે.

ક્યાં ગઈ **કાવ્યદેવી** છુપાઈ જ તું?
  કહે મને કહે મને ગુહ્ય ત્હારૂં! ૫

**માત ગુર્જર** તજી શીદ ને ક્યાં ગઈ?
  ક્યાં ગઈ તાહરી મિષ્ટ માયા?
બંધ કીધો હવે પ્રેમ રે શીદ તુજ?
  ક્યાં ગયા તાહરા **કાવ્યજાયા**?
શિથિલ[1] કવિતા પડી, ઊર્મિ[2] રગની ઉડી,
  સ્વર વિશે કંપદુઃખ[3] છે વસંતું!
**અદલ** દર્શન હવે દિવ્ય તુજ આપીને,
  મુખ **ગુર્જર**તણું કર હસંતું! ૬

1. ઢીલી; મંદ. 2. મોજું; તરંગ. 3. ધ્રૂજવાનું દુઃખ.

# પ્રીતિની માળા

(રેખતો)*

પ્રિયા! શીદ આંસુડાં ઢાળે?
ઝીલી લઉં હું પ્રીતિ–થાળે?
ઉકળતા મુજ હૃદયને શું
શીતળ કરવા સિંચે છે તું? ૧

નયન તુજ આ નીચે જોતાં
ધરાને[1] જાય છે ધોતાં;
ધરા તુજને શું ઉત્તર દે,
પડેલી કેમ તે કર દે?[2] ૨

ઉછળાતું શોક–પૂર[3] આવ્યું,
ઉરે અટક્યું ન અટકાવ્યું,
વહે શું ચક્ષુદ્વારા[4] તે?
પ્રિયા! શું પ્રીતિધારા એ? ૩

* આ રેખતા ગઝલ હમીર કલ્યાણમાં પણ ગવાય છે.

૧. પૃથ્વીને. ૨. પૃથ્વી પોતેજ હેઠે પડેલી (સહાય વિનાની) છે તે તને શું હાથ આપવાની? ૩. શોકની રેલ. ૪. આંખને રસ્તે.





ઝળકતી ચક્ષુ આ ત્હારી
શું ભરતી જાય એ વારિ ![૧]
અને શાં ખેરવે બિંદુ,
રડે જ્યમ ઝાકળે ઇંદુ ![૨] ૪

સુઆશ્વિન પૂર્ણિમા રાતે
પડે છે મેઘધારા જે,
સમુદ્રે સીપ ઝીલી તે
ઉરે મોતી કરે પ્રીતે ;* ૫

પ્રિયા ! ત્યમ અશ્રુધારા[૩] જે
પડે તુજ આંખથી આ તે
ઝીલી લઇ હું હૃદય સંચું,
પ્રીતિ-મોતી કરૂં ઊંચું ![૪] ૬

ગમે ત્યારે, પ્રિયા ! ગોતી
હૃદયથી ક્‌હાડ એ મોતી !

---

૧. પાણી. ૨. ચંદ્ર, (જેમ ચંદ્ર ઝાકળ નાખી રડે છે તેમ.)
* હિંદુઓમાં એવી કથા છે કે આસો શુદ પૂનેમની રાતે જે વરસાદ પડે તેનાં બિંદુઓ સમુદ્રની સપાટી પર સીપ આવી ઝીલી લે છે અને તેનાં મોતી બનાવે છે. ૩. આંસુની ધારા. ૪. ઊંચી—ભારે કિમ્મતનું; અતિ આબદાર.




સદા તે પ્હેરજે કાને,
હૃદયની વાત સુણવાને ![1] ૭

પૂરૂં પ્રીતિ-સ્વપ્ન છે મધુરૂં,
બીજું જગમાં દિસે અધુરૂં !
નિરંતર આ હૃદય મ્હારૂં
ધરાય ન જોઇ તે પ્યારૂં. ૮

મધુર એ સ્વપ્નના સંગે,
ધરી બહુ આબ તો અંગે,
દીપે મોતી જ એ એવું,
જડે બીજું નહીં જેવું ! ૯

પ્રિયા ! એ સ્વપ્નના રૂડા
મધુર કંઇ રાગ છે ઊંડા,
સહૂ તે મોતી એ તુજને
સુણવશે ત્યાં રહી કરણે ![2] ૧૦

પ્રભાતે દવ મુખે ધારી
દીપે ગુલાબ બહૂ, પ્યારી !

૧. એ મોતી મ્હારા હૈયામાં બનેલું છે માટે ત્હારા કાન આગળ તે પ્હેરજે કે મ્હારા હૈયાની વાત તે કહે તે તું સાંભળે ! ૨. કાન આગળ.





મનોહર ને મધુર બમણી
સુહાવે કાંતિ તેહતણી ;— ૧૧

ગુલાબી ગાલપર ત્હારા
પડે ત્યમ આંસુની ધારા ;
પ્રિયા ! ગુલાબના જેવી
ખીલી તું આ રહી કેવી ! ૧૨

પ્રિયા ! પ્રીતિ દીધી તેં તો,
પ્રિયા ! પ્રીતિ લીધી મેં તો,—
દીધી લીધી, લીધી દીધી !
પ્રીતિ-ગ્રંથિ[1] સુદૃઢ કીધી ! ૧૩

પ્રીતિ છે મેઘની વૃષ્ટિ,
પ્રીતિ છે દેવની દૃષ્ટિ,
પ્રીતિ જગનું જ જીવન છે,
પ્રીતિ પરમાત્મનું તન છે ! ૧૪

પવિત્ર જ એહવી પ્રીતિ
પરસ્પર આપણે જીતી ;
હવે શું વિઘ્ન અટકાવે ?
ગબડતી પૃથ્વી શોભાવે ? ! ૧૫

---

૧. પ્રીતિના ગાંઠ.





પ્રિયા! તવ ઉર આ લે તું,
હવે શીદ આંસુ ઢાળે તું?
પ્રીતિ-રસની સરિતમાં[1] જો
તરીએ આપણે આ તો! ૧૬

કરૂં તુજ અશ્રુની માળા,
કરે ઝગઝગ પ્રીતિ-જ્વાળા
રજનીદિન જેહમાં,† વ્હાલી;
સદા તે હાથ રહું ઝાલી! ૧૭

અહા! એ ફેરવું નિત્યે,
અડે નહિ વિઘ્ન કો રીતે;
ખરી તુજ દિવ્ય એ બુદ્ધી,
પ્રિયા! તું મુજપર ત્રુઠી![2] ૧૮

હૃદય ઉછળે હવે મ્હારૂં,
અને ક્યાં તુજ છે ન્યારૂં?!
મરાવે કયમ ન ઉછાળા,
પ્રિયા! તુજ **પ્રીતિની માળા**?! ૧૯

૧. નદીમાં. † એ આંસુનાં મોતીના હું જપમાળ બનાવું, કારણ તેની અંદર રાતદિન પ્રીતિનું તેજ ઝગઝગ કર્યા કરે છે. ૨. ખુશી થઇ (કારણ આવી ઉત્તમ જપમાળ તેં મને અર્પણ કીધી!)

# તાપી નદીના પૂલપર

[ તા૦ ૧૪ મી જુન ૧૯૦૨ ]

( સવૈયા )

સબળ પગોથી તાપી નદીને ચાંપીને ઊભો આ પૂલ,
જે દુધિયા સાપિણિ સમ નીચે લંબાઈ પડી છે અનુકૂળ!
ઊર્મિ[1] કંઈ કંઈ ઉરમાં ઊઠતી, બડબડ કરતી વ્હેતી જાય,
પણ શાંતિની ધોળી સાડી હમણા તો ઢાંકે છે કાય![2] ૧

મનુષ્યની સબળી શક્તિનો પૂલ અહીં આ આપે ભાસ,
એ પૂલની પાડે ઊભો હું આશ્ચર્યે ભેળું ઉલ્લાસ!
ઈશલીલા સાથે અહિં કેવી માનવલીલા છે જોડાઈ!
એ મહિમાના સ્તોત્ર[3] ઉચ્ચરવા મુજ રસના[4] તલપે છે આંહિ. ૨

જડ મતિ ને ઝાંખી ચક્ષુનો, ઊભો રહી અહિં નવ લવ જોય,
નહિ જેની આંખોમાં, ઉરમાં, એ પ્રતિબિંબ પડેલું હોય!
તે આ નદીની લહરી જેવો જગમાં ઘસડાતો અથડાય,
તેને માટે બંધ કીધેલી આ લીલા-પોથી દેખાય! ૩

---

૧. તરંગ. લ્હેર; વિચાર. ૨. શાંતિનો—સુલેહનો—વાવટો હંમેશ સફેદ હોય છે. ૩. સ્તુતિના પાઠ; વખાણના સ્વર—લેખ. ૪. જીભ

સાંઝતણી શોભાનો કેવો સ્હેરે તો કીધો શણગાર,
એને જોતો હસતો પેલો સૂરજ ઉતરે પશ્ચિમદ્વાર!
ને સજ્જનની મૈત્રી[1] જેવી આ વધતી છાયાની સાથ,[2]
વિધવિધ આકૃતિ દેતો તેને,[3] લાડ કરે છે શો રવિનાથ! ૪

નદીજળપર ગાતો અથડાતો શીતળ થાતો વાય સમીર,[4]
ને આ પૂલપર ભેટે મુજને, ભેટે રમણી[5] જેમ અધીર,—
પ્રેમે મુજ હૃદયે સળગાવે કૈંક વિચારોકેરી જોત,
જે સંસારદુઃખોપર ઘડીભર નાખે નિજ માયાળુ ઓથ! ૫

એ પણ ઘડીભર સ્વર્ગતણું સુખ સમીરે આજ ચખાડ્યું એમ,
મુજ જેવાં વળી કૈંક હૃદયપર એજ સમીર દાખવતો પ્રેમ;
એવી એની મધુર લપટમાં,. તો આ પૂલ ઊભો છે શાંત,
ને એની શોભામાં રંગો પૂરે સાંઝતણું એકાંત! ૬

---

૧. મિત્રાચારી. ૨. જેવી સજ્જનની મિત્રાચારી દિનપ્રતિદિન વધતી જાય છે તેવી આ સાંઝની છાયા (ઓળો) વધતી જાય છે તેની સાથે. ૩. સાંઝે સૂર્ય જેમ જેમ પશ્ચિમમાં ઉતરતો જાય છે તેમ તેમ ઓળો લંબાતો જાય છે, અને લંબાતો લંબાતો તે વિવિધ આકૃતિ - ઘાટ પકડે છે. ૪. પવન. ૫. પ્રિયા; Beloved.

આકાશે રમતાં વાદળ ત્યાં જળમાં તરતાં વાદળ જોય,
એ બેની વચ્ચે રહી એમાં પૂલ પરમ પ્રીતિગુણ[1] પ્રોય!
એ પૂલ જેવો જુઓ આપણું વર્તમાન જીવન દે ભાસ,
ભૂત ભવિષ્યતણાં જીવનની ગુહ્ય કડી છે જેની પાસ! ૭

એહ કડીનો મર્મ સમજવા નભને[2] જોતું ઉછળે ઉર,
ને નભનું અર્મીહાસ્ય ઉતરતું મુજ હૃદયે ઠરી આપે નૂર!
એહ પ્રકાશે મનુજજીવનનાં[3] કૈંક રહસ્ય[4] ઉકેલું આજ,
જે આ મ્હારા અલ્પ જીવનનું દોરી જશે અતિ દુર્ઘટ[5] રાજ! ૮

એવી આકાશી શાંતિમાં પૂલ ઉપર પામું ઉલ્લાસ,
જાણે ઘડી આ મુજ માટે ત્યાં નભપરથી મોકલી છે ખાસ,
જે આ સૂર્યઉપરથી થઇને સ્વર્ગતણું વેરે છે તેજ,†
એમાં આજ અદલ ઇશ્વરની પ્રગટ પિછાન કરૂં હું સ્હેજ! ૯

---

૧. પ્રીતિનો દોરો. ૨. આકાશને. ૩. માણસની જીંદગીનાં—હૈયાતીનાં. ૪. ગુપ્ત ભેદ; તત્વ. ૫. મુશીબતે પાર પડે એવું.

† It seemed as if the hour were one,
Sent from beyond the skies,
Which scattered from above the sun
A light of Paradise!—*Shelley.*

# રાત્રિની સખી

(રેખતો—ચિંતામણિ છંદ)

સખી એ શાંતિની મ્હારી,
મધુરી પ્રેમની પ્યારી![1]
અહો ચંદ્રા! રસીલી તું,
સુખે દુઃખે છબીલી તું! ૧

ઉગી તું પૂર્વથી આવે,
સુશાંતિ સાથમાં લાવે;
મીઠો રસ કૈં ચખાડીને
હસે મુજપર મુખે બીને! ૨

મને તુજ દેશની વાતો
સખી કૈં કૈં કહે આ તો;
ન પૂરો મર્મ તું આપે,
છુપાવી તું રહે ખાપે![2] ૩

૧. તું શુદ્ધ પ્રેમની પ્યારી છે! ૨. તું ત્હારી આ ખાપમાં—આરસીમાં—ત્હારો મર્મ છુપાવી રાખે છે.

મને અહિં એકલી જાણી,
સખી આવે પ્રીતિ આણી;
કદી વ્હેલી અસૂરી તું
પધારે તોજ હું રીઝું ! ૪

ચ્પરે તુજ પંથમાં ખટકી,
તું કો દિન જો પડે અટકી,[૧]
બનું હું બાવરી ભારે,
મને સૂઝે ન કૈં ત્યારે ! ૫

પછી તું વાંકી થઈ વાંકે,[૨]
ત્રિજે દિન તો મળે નાકે;
ક્ષમા મુજ પાસ તું માગી,
જતી ઉતાવળે ભાગી ! ૬

રૂપેરી તુજ મઝવામાં
તું આવે બેસીને ભામા !

---

૧. અમાસને દિને. ૨. એ ત્હારા વાંકને લીધે તું શરમાતી વાંકી થતી.

ધીમે હુંકારતી જોતી,
સખી તે જોઈ હું મ્હોતી !! ૭

સખી શરમાળ બહુ તું છે,
ઘડીમાં આંસુડાં લૂછે ![1]
ભલું ઘનપટ[2] મુખે આણે,
તું સ્હેજે ઘૂમટો તાણે ! ૮

નમી નમી તું નીચે નીચે,
સખી નભ-હિંચકે[3] હિંચે !
શિતળ કર[4] તુજ ખભે મ્હારે
વિંટાળી તું જુએ પ્યારે !

સુકોમળ તુજ કરો ભાળી,
નદી નગ[5] ખુશ રહે મ્હાલી ;
અને આ સાગરો ધાઈ,
રહ્યો મોહી શું પ્રલાઈ ! ૧૦

---

૧. રાતે દવ પડે છે, તેને ચંદ્રનાં આંસુ કલ્પ્યાં છે. ૨. વાદળનું લૂગડું. ૩. આકાશના હિંદોળામાં. ૪. કિરણો અથવા હાથ. ૫. પર્વત.

ભટકતી ભામિની કોઈ
કહે ભમતી તને જોઈ;
વળી કો ચાતુરી સાથે
ચઢાવે દોષ તુજ માથે; ૧૧

ન જાણે મર્મ તે ત્હારો,
કરે આ વ્યર્થ ઉચ્ચારો;
સખી તું મૌન[1] મુખ ધારી,
હસી એપર જતી હારી![2] ૧૨

નહીં ઉર રીસ તું રાખે,
ભલે ભૂંડું ભલું ભાખે;
મુખે શીતળ અમી ત્હારૂં
સદા ઝરતું દિસે પ્યારૂં. ૧૩

તને ભૂલાવવા માટે
ભમે બહુ તારકો[3] વાટે;
કરે નખરાં જ તેમાં જો,
શું પેલી શુક્રતારા તો! ૧૪

૧. અબોલા. ૨. દૃષ્ટથી હારવું તેજ જીતવું છે. ૩. તારા.

મચક હું નહિ કદી આપું,
નહીં તુજ પ્રેમ ઉથાપું ;
દિલે એ દેખી દુઃખાતી,
ત્વરાથી અસ્ત થઈ જાતી! ૧૫

સખી તુજ પ્રીત છે એવી,
તું તો મુજ દિલની દેવી !
પૂરી અજ્ઞાન છું હું તો,
ઉરે અંધાર રહે સૂતો ! ૧૬

મને એવીજ તું ઝાંખે,
પ્રકાશજ પ્રેમથી નાખે ;
હૃદય ફૂલાઈ મુજ પ્રીતે,
સ્મરે ઉપકાર તુજ ચિત્તે. ૧૭

પ્રિતમ તુજ સૂર્ય તો જ્યારે
ખફા તુજપર બને ત્યારે,
પડું વચ્ચે હું આવીને,
કરૂં શાંતિ પટાવીને![1] ૧૮

૧. અહિં ચંદ્રગ્રહણનો ભાવ બતાવ્યો છે.

ગણીને વાંક એ મ્હારો,<br>
કરે રવિ ક્રોધ જો ત્હારો,<br>
મને તું આવીને તારે,<br>
પ્રિતમને પ્રેમથી વારે !![1] ૧૯

સખી છે આપણી એવી<br>
પરસ્પર પ્રીતડી કેવી !<br>
નહીં એ મર્મ કો જાણે,<br>
જગત્ જૂદું બકે તાણે !! ૨૦

મુખે પ્રીતિલેખ તુજ વાંચી,[2]<br>
રહૂં તુજમાં સદા રાચી ;<br>
સખી ! પામર ચલાવી લે !<br>
અદલ ચંદા ! નિભાવી લે ! ૨૧

---

૧. અહિં સૂર્યગ્રહણનું રહસ્ય બતાવ્યું છે ! ૨. ચંદ્રની સપાટી-પર જે ધાબાં જેવાં દેખાય છે તેને માટે ખગોળશાસ્ત્રીઓએ અનેક મત આપ્યા છે ; અહિં એને ચંદ્રના "પ્રીતિલેખ" રૂપે કલ્પ્યાં છે !

# પ્રભાતની વાદળીને

(તોટકમણિ)*

વધ, કોમળ વાદળી! આગળ જા,
તુજ સુંદર કોમળ વસ્ત્ર ધરી,
ઉગતા રવિ પાસ ઉમંગભરી
નિધિમાતતણું[1] લઇ કાગળ જા! ૧

નિજ દ્વાર પ્રભાત ઉઘાડી દઈ
રવિની પધરામણી કેવી કરે!
નિજ આંગણમાંહિં ગુલાલ ભરે:
વધ, જો તહિં શા સુખવાડી થઈ! ૨

---

* આ છંદ અંગ્રેજી કવિ ટેનિસનના "In Memoriam" કાવ્યની રચનાને અનુસરી બનાવ્યો છે; છંદ તો તોટક છે પણ પ્રાસાનુપ્રાસ ટેનિસનનાં ઉપલાં કાવ્ય પ્રમાણે રાખ્યા છે. આ ફેરફારથી છંદની પ્રૌઢિ ઘણી વધેલી લાગે છે. ૧. સમુદ્રમાતાનું.

વધ, વાદળી! તું ઉડતી નભમાં,[૧]
સુસમીર-વિમાન[૨] વિશે હસતી,
નભઘુમટમાં[૩] લહરે લસતી;[૪]
બહુ મોહ ધરૂં તુજ સૌરભમાં. ૩

સતકાર[૫] કરે મધુરો મધુરો
રવિનો મધુરાં સહુ પક્ષી મળી;
રવિ-તેજ-રસે[૬] જગ-ચંચુ[૭] ભળી,—
તવ[૮] શું તુજ હર્ષ જ રહે અધુરો? ૪

નહિ શું રવિ એ તુજ તાત, કહે?—
રવિ, જે જગનું ખરૂં જીવન છે;
રવિથી તન ને મન ને ધન છે;
નહિ શું રવિથી તુજ ખ્યાત રહે?[૯] ૫

---

૧. આકાશમાં. ૨. પવનનું વિમાન (balloon). ૩. Celestial Dome. ૪. લપસતી; દીપતી. ૫. સત્કાર. ૬. સૂર્યના પ્રકાશરૂપી રસમાં. ૭. જગતની ચાંચ. ૮. ત્યારે. ૯. સૂર્યથી જ વાદળની ઉત્પત્તિ અને કીર્ત્તિ છે.

ઉગતા રવિના રસરંગ વિશે
  કવિઓ નિજ પીંછીજ બોળી પ્રીતે
  ચિતરે જગચિત્ર વિચિત્ર રીતે;
તવ જા! દીપશે તુંય એહ મિષે![1] ૬

વધતી વધતી બહુ રંગ નવા
  કસબી તુજ અંગ વિશે ભર તું;
  ખીલતું તુજ ઉર વધે સરતું[2]
રવિની પ્રીતનું કંઇ અંશી થવા! ૭

નભનો અહિં શ્વાસ હવે સઘળે
  પમરે અતિ નિર્મળતા ધરીને,
  તુજ પંથ પવિત્રજ આ કરીને
તુજ ભેટ લિયે કંઇ પ્રેમબળે. ૮

૧. મસે; બ્હાને. ૨. વાદળ જેમ જેમ આગળ વધે છે તેમ તેમ વધુ પથરાતું જાય છે. વાદળનો એ ભાવ તેના ખીલતા અંતઃકરણને રવિની પ્રીતનું કંઈ અંશી થવા આગળ વધતું જણાવવામાં અત્રે દર્શાવ્યો છે.

જ્યમ વ્હાણ વધે ઉદધિ-હૃદયે[1]
નિજ દૂધ સમા સઢને ફુલવી,
ત્યમ તૂજ સઢો નભમાં ખોલવી
વધ આગળ તું રવિના ઉદયે! ૯

વધ, વાદળી! તું તહિં જ્યાર જશે,
રવિ ત્યાર તને ગણીને તનની,[2]
અતિ તેજમયી દિવ્ય કંચનની
શુભ માળ જ તૂજ શિરે ગુંથશે! ૧૦

અથવા તુજ સુંદર અંચળને[3]
કસબી મૂકશે કંઇ કોર નવી;
કરશે કદી અર્પણ તાત રવિ
મણિમાણિક્યનો શુભ હાર તને! ૧૧

તવ હું તુજ એ સહુ સુંદરતા
કલ્પી બહુ મોદ ધરૂં મનમાં;
તુજ રંગ બધા મુજ આ તનમાં
પ્રસરી કંઇ નૃત્ય[4] નવું કરતા. ૧૨

---

૧. સમુદ્રની છાતીપર. ૨. પોતાના દેહની—પોતાની—પુત્રી.
૩. છેડાને; પાલવને. ૪. નાચ.

તુજમાં વસતો મધુ પ્રેમ દીસે:
પળમાં જગમાં શીત વૃષ્ટિ કરે,
પળમાં તિમિરે[1] જગ-ઉર ભરે,
પળમાં ગગડી ભડકાવી હીસે![2] ૧૩*

પણ એ સહુને છુપવે તું કદી,
કદી દૃશ્ય[3] કરે જગ-મુખ પ્રતિ,
તુજ રંગ બધા જગકેરી ગતિ
સૂચવે અહિં સાન વિશે જ વદી! ૧૪

સમજું નહિ હું ધરણીપર જ્યાં
સઘળું તુજ ને તુજ ઉરતણું:
તુજ ભાવ, વિલાસ, પ્રીતિઝરણું,—
વરતાય નહીં મુજથી વરત્યાં; ૧૫

---

૧. અંધકારે. ૨. રીઝે. * આ કડીમાં વાદળની અને પ્રેમની સમાનતા દર્શાવી છે: પ્રેમ પળમાં શીતળ વૃષ્ટિ કરે છે, પળમાં અંધારાથી હૃદય ભરી નાખે છે, પળમાં ત્રાસ આપે છે (ગગડાટ કરે છે) કે પળમાં ભડકાવે—ડરાવે છે (વીજળીના ચમકારા થાય છે)—એવા વિવિધ રંગો પ્રેમ અને વાદળ બતાવતાં રહી રીઝે છે. ૩. ખુલ્લા દેખાતા.






વરતે[1] તુજ તાત રવિ જ સહૂ,
અથવા નિધિમાત કદી વરતે,
અથવા તુજ દાન લઈ ફરતે
ધરણી વરતે કરી ધ્યાન બહૂ![2]— ૧૬

મધુરાં કંઇ સ્વપ્ન વિશે પડી હું
નભમાં તુજને તરતી નિરખું,
તુજને પૂછતો સુણતો હરખું,[3]
પણ જાગી ભૂલું સહુ તે ઘડી હું. ૧૭

તદપિ રવિ પૂર્વગૃહે નીકળી
ઉંચકે મુજ દૃષ્ટિ ઊંચે ગગને,
તવ હે પ્રિય વાદળી! જોઉં તને
બમણા હરખે સ્મરી વાત વળી! ૧૮

---

૧. કળે; પારખે. ૨. અથવા તો પૃથ્વી જે ચોપાસ ત્હારું દાન લે છે (તું તેના પર વૃષ્ટિ કરે છે તે) તે કદાપિ બહુ ધ્યાન કરીને એ બધું કળી શકે. ૩. તને કંઇ કંઇ પ્રશ્ન પૂછતો અને તેના ઉત્તર સાંભળતો હું ખુશી થાઉં છું.




તુજ સાથ મને લઇ ત્યાર હવાં
વધ આગળ તું ઝટ પૂર્વભણી;
તુજ તંબુ કરી શુભ ત્યાં, રમણી,
મુજને ઘડી એકજ દે ઠરવા! ૧૯

રવિ ત્યાં મુજને બહુ પ્રીતથકી
તુજ અંતર સર્વ બતાવી જશે;
તુજ ને રવિના કંઇ રંગ હશે
વધુ જે, સહુ તે સમજીશ નકી!— ૨૦

† વધ, કોમળ વાદળી! જા ઝટ તું!—
રવિ પાસ અરે અહિં આવી રહ્યાં!
અહિં શાં ઝરણાં દિવ્ય[1] જાય વહ્યાં!
અહહા! અહિં હર્ષ ભરે ઘટ[2] શું!! ‡ ૨૧

---

† અત્ર વાદળી અને કવિ સૂર્ય તરફનો રસ્તો લેતાં દેખાય છે

૧. Divine. ૨. હૃદય; અંતઃકરણ. ‡ અહિં કવિનો સંપૂર્ણ હર્ષ—અવર્ણનીય હર્ષ પ્રદર્શિત થાય છે, કારણ એ દિવ્ય ઝરણાં જોઇ તેની આંખ એટલી ઝળહળી ગઇ છે કે એક શબ્દ પણ આગળ ઉચ્ચરવાની હવે તેની શક્તિ નથી!

# કવિ નર્મદનું મંદિર

( ધ્વનિત )*

વીર નર્મદ ! તું જગમાં લડી જંગ ગયો;
તુજ વીરછબી નિરખી ચખ[1] અશ્રુ ભરે !
કંઇ પુષ્પ નવાં ખીલતાં તુજ પ્રેમ-કરે
સ્થળ સર્વ વિખેરી દઈ કૃતકૃત્ય[2] થયો;

---

* અંગ્રેજી તથા બીજી યૂરોપીય ભાષાઓમાં વપરાતા Sonnet ને અત્ર ગૂજરાતીમાં ઉતારવાનો નવીન પ્રયોગ કીધો છે. એનું માપ "ભ્રમરાવળી છંદ"નું છે પણ પ્રાસાનુપ્રાસ જૂદી રીતના છે તથા ચૌદ લીટીનો એક જ ઝૂમખો (એક જ કડી) છે. Sonnet નો અર્થ અને લગભગ ઉચ્ચાર પણ બરાબર બનાવતો "ધ્વનિત" શબ્દ મેં જ આ નવીન છંદના નામ માટે યોજ્યો છે. અંગ્રેજીમાં એ "સોનેટ" બહુ પ્રેમથી વંચાય છે તેમજ રચવાં પણ અઘરાં ગણાય છે. અંગ્રેજી "સોનેટ"નાં માપ અને તાલ પ્રમાણે આ "ધ્વનિત"નાં માપ અને તાલ પણ બરાબર સચવાયાં છેઃ—"વીર નર્| મદ તું | જગમાં | લડી જં | ગ ગયો |." અંગ્રેજી Sonnet ની પ્રૌઢિ આપણા આ નવીન "ધ્વનિત"માં કેવી ઉતરી છે તથા ન્હાનાં સંપૂર્ણ કાવ્ય રચવામાં એ છંદ કેટલો અનુકૂળ થઇ શકશે તેનું નિરાકરણ ગુર્જર વિદ્વાનોની તથા વાંચકોની મુનસફીપર મૂકું છું.

૧. આંખ. ૨. ધાર્યું કામ કરી પરવારેલો.

તુજ પ્રેમ-ઝરો નિશદિન અખંડ વહ્યો,
ભરી બંધુ-ઉરે[1] ભૂમિ કારણ દાઝ ખરે,
જહિં તેહ અમાસ પછી જ્યમ આભ-ઉરે
ચઢતો અમીચંદ્ર દીપે ત્યમ દીપી રહ્યો!

તુજ પુષ્પ સુવાસિત છે હજી નૂતન[2] ત્યાં,
દિનદિન નવીન સુભાવ હૃદે જગવે;
તુજ લેખ સ્વદેશની ભક્તિનું મંદિર છે,

જહિં દેશપૂજા પ્રીતથી કરવા શિખવે,
વળી **પ્રેમ** સુશૌર્ય બન્યું વીરજીવન જ્યાં,
ગુરુ નર્મદ ધન્ય ઊભો નહિં તું વીર છે!

---

૧. સ્વદેશબંધુના હૈયામાં. ૨. તાજાં.

# હિન્દનું ઉગતું પ્રભાત

( ભૈરવી—ગઝલ )

ઊઠો દેશી ઊઠો સર્વે, હવે નિદ્રાથી જાગો રે !
ઉપર શો ભવ્ય આકાશે સજ્યો તેજસ્વી વાગો રે !—ઊઠો૦

નથી આ કાળ સુવાનો, ન ગૅાંજા ભાંગનો માનો !
કરે કિલબિલ બધે કેવા જુઓ કાળાજ કાગો [1] રે !!—ઊઠો૦

પવન પશ્ચિમતણો જ્યાં રે તમાચો આવીને મારે, [2]
તમારે મન ગુલાલે શું મુખે દે એમ ફાગો રે ?! [3]—ઊઠો૦

પડી રહી ખાટમાં ભ્હોળા શું ફેંકો છો ગરપગોળા ?!
ઊઠો ! જાતે કમર કસીને, સ્વદેશે કામ લાગો રે !—ઊઠો૦

---

૧. આ પદ શ્લેષ છેઃ એક તો પ્રભાતનું ચિત્ર છે તથા બીજું "કાગો" એટલે યૂરોપીય રાજ્યો હિન્દપર જે પોતાનો ડોળો રાખે છે તે. ૨. આ પણ શ્લેષ છેઃ એનો બીજો અર્થ એ છે કે હાલની પાશ્ચાત્ય પ્રજા હિન્દની પ્રજાને કાયર, આળસુ, બળહિન આદિ જે વિશેષણો લગાડી હિન્દને વખોડે છે તે. ૩. શું તમે એમ ધારો છો કે એ તમાચો માર્યો તે તમને હોળીના ફગવા તરીકે મ્હોંડાપર ગુલાલ લગાડ્યો ?!

નથી જ્યાં બેશૉ હસવાનું, નથી જ્યાં પેટ કસવાનું!
તમારી નીંદમાં ભાઈ, થયો ભવ સર્વ નાગો રે!—ઊઠો૦

તમે અંધારમાં પર્ડો આ, વિચારો સ્વપ્નમાં જડિયા!
જશે તે સ્વપ્ન-અંધારે, નહીં જો તેજ માગો રે!—ઊઠો૦

જુઓ રવિનાથ નિજ કરથી પ્રસાદી જાય દેતો શી!
તમે સૂઈ રહી ખોશો, ભલા,-આલસ્ય ત્યાગો રે!—ઊઠો૦

ગરીબડી હિન્દને દ્વારે ધુસીને કાળ કર મારે,
કુદીને મારી કુહાડી એ, સ્વદેશી દુઃખ ભાગો રે!—ઊઠો૦

તમો આ હિન્દના જાયા! તમો નહિ જો ધરો માયા,
બિચારી ક્યાં જશે તો એ? થશે સુખદિન આથો રે!—ઊઠો૦

ઊઠો ત્યારે બનો શૂરા! ઝૂઝોને પ્રેમથી પૂરા!!
સુણાવો હિન્દને મધુરા **અદલ** જયકાર રાગો રે!—ઊઠો૦

# સ્વર્ગીય ગાન*

(હરિગીત)

હે પુત્રી કુદરતની ભલી! માતા અહો આનંદની!
હે દિવ્ય નારી દોરનારી સકળ સૃષ્ટિવૃંદની!
હે વિમળ મધુરા પ્રેમકેરી હેમ સંયોગીકડી![1]
હે ગાન! ત્હારી સાનની રે કોણને બુટ્ટી જડી? ૧

પ્રભુતા ખરી તું ઇશની! ત્હારૂં રહસ્ય[2] અગમ્ય[3] છે!
તુજ ભવ્યતા બ્રહ્માંડમાં પૂરી પ્રતાપી રમ્ય છે!
આજ્ઞા ન કોઇ તુજ ઉથાપે, તેજ એવું દૃષ્ટિમાં;
તુજ આંગળીપર નાચતું રમતું દીસે સૌ સૃષ્ટિમાં! ૨

---

* કલ્પના એવી છે કે આ સર્વ સૃષ્ટિ ગાનરૂપે રહેલી છે. તે મહાપ્રતાપી પરમેશ્વરે પોતાની રચેલી અનંત સૃષ્ટિમાં ગાનને એવી સબળ શક્તિ આપેલી છે કે આ દૃશ્યાદૃશ્ય તારા, સૂર્ય, ગ્રહ આદિ સર્વે એ ગાનની આજ્ઞામાં, કે લેહમાં લીન થઇ, પોતપોતાને માર્ગે નિયમિત ફર્યા કરે છે; એ સર્વ સૃષ્ટિમાં ગાનનું અસ્તિત્વ છે અને કુલે બ્રહ્માંડ એને આધારે રહેલું છે! (અહિં આ કાવ્યમાં ગાનને દેવી રૂપે ગણી નારીજાતિ લીધી છે.)

૧. બે વસ્તુને જોડનારી કડી. પ્રિયાપ્રિતમમાં પણ પ્રેમ સમાન ઉત્પન્ન કરનાર એજ ગાન છે. ૨. મર્મ; ભેદ. ૩. અકળિત.

આ ઉભય રવિ ને ચંદ્ર તો થઇ લીન ત્હારી લેહમાં,
આકાશમાં ઘૂમતા ફરે છે નિત્ય નિર્મળ નેહમાં!
તુજ મોહદંડ[૧] અદૃશ્ય રહી તેં મારિયો એવો અરે,
અગણિત વર્ષ થયાં હજી ફરતા નહીં અટકે ખરે! ૩

વળી આ અસંખ્ય જ તારલા ને ગ્રહ દીપે નભમાં[૨] ફરી;
તે એકતાન બની રમે તુજ ધ્વનિ[૩] વિશે લગની ધરી!
નહિ કો ચળે તુજથી, સુણે રજની બધી સૌ ચકચકી,
ને તુજ હાલરડાંથકી દિવસે રીઝી સૂએ નકી!! ૪

રજની વિશે સૌ તારલા એ દેખતાં એકાંતમાં,
તુજ શક્તિ કળવા ઉરતરંગો જાય છે નભપ્રાંતમાં!—
તુજ કાવ્યપોથીનું હશે શું પાન[૪] આ ઉઘાડિયું,
જેમાં પવિત્ર જ ઝલકતું ધ્વનિ-ચિત્ર આ તુજ પાડિયું?![૫] ૫

---

૧. જાદુઈ લાકડી. ૨. આકાશમાં. ૩. અવાજ; રહસ્ય. ૪. પાનું. ૫. આ ચરણ શ્લેષ છેઃ (ક) અવાજ તો કાનથી સંભળાય છતાં આ તેજસ્વી તારાના રૂપમાં પ્રત્યક્ષ જોઈ શકાય એમ જાણી તેં આ ત્હારી કાવ્યપોથીમાં તેનું પવિત્ર ઝલકતું ચિત્ર પાડયું?–(ખ) ઉપર બીજી કડીમાં "ત્હારૂં રહસ્ય અગમ્ય છે" એમ કહ્યું છે તે ત્હારૂં રહસ્ય આ ત્હારા તારારૂપી મર્મ-સૂચક ચિત્રમાં જણાવવા આ આકાશની ત્હારી કાવ્ય-પોથીનું પાનું તેં ઉઘાડયું હશે?





કે તુજ મુખથી કૈં મધુર ધ્વનિબુંદ ઝરતાં ઝડપીને,
તેજસ્વી આ નભમાં જડયાં શું કામદેવે તક્ષપીને?—
એવા તરંગો આવી આ મુજ હૃદયને ઉછળાવતા,
હે ગાન! તોપણ મર્મ તુજ ઉકેલવા નહિ ફાવતા! ૬

તેં કૈંક કવિવર જગતમાં ઉપજાવી ઉછેર્યા અરે,
ને તેમના ઉરસ્વર્ગમાં[1] સ્વરધાર તુજ રેડી ખરે;
એ ધારના ઉભરાથકી ઉદ્ગાર ફૂટી નીકળ્યા,
જે જગતને તુજ મોહમાં ઘસડી પૂરે પંથે પળ્યા! ૭

એ સર્વ કવિ, રવિને લજાવે નવલદિન રચી એહવો,[2]
હે ગાન! ઘસડાઈ ગયા તુજ તાણમાં ભવના ભવો![3]
નહિ પાર પામ્યા કોઇ તુજ, કે પામશે નહિ કો કદી!
બલિહારી ત્હારી એવી ભારી, શું શકે જગ સૌ વદી! ૮

આ જગતમાં દુઃખશોકની નદીઓ ભરાઇ ઉભાય છે,
તેના તરંગો આવી આ મુજ હૃદયતટ[4] અથડાય છે,

---

૧. કવિઓના દિવ્ય અંતઃકરણના સ્વર્ગમાં. ૨. સૂર્ય પોતાનો ઝલકતો દિવસ કરે છે તેનાથી પણ અધિક સરસ એ મહાન્ કવિઓએ પોતાનો એક નવોજ દિન રચીને. ૩. જે આવ્યા તે એ ત્હારા ધ્વનિની તાણમાંજ ઘસડાઇ ગયા! કોઈ ત્હારો પાર પૂરો પામી શકયા નહિ! જો પામત તો તે દિનથી કવિત્વ બંધ રહેત. ૪. હૃદયના કિનારાપર.




તે વેળ તો હે ગાન! તુજ ઊંડા ધ્વનિ મુજ કાનમાં
ઉતરી હલાવીં તરંગ એ, ઉર રીઝવે તુજ તાનમાં! ૯

છે તુજ અલૌકિક શક્તિ એવી, ઠામઠામે વ્યાપતી,
તુજ સ્મરણવિદ્યુત[૧] માત્ર જનદુઃખતિમિર તોડે કાપતી!
જનઆત્મપર તુજ શીતળ છાયા છે સદા પથરાયલી,
તો દેહબંધ રહી શકે આ આત્મ તુજ આશે ભલી!![૨] ૧૦

રે પારણામાં ઝૂલતું બાળક ન જગને જાણતું,
હસતું ગુલાબી હોઠપર દીસે અકારણ આણતું;[૩]
તે આત્મ તેનો મધુર ત્હારા સ્વર સુણીને રીઝતો,
કૈં આશ મધુરી ભાવિકેરી[૪] તુજ કૃપાથી સિંચતો!! ૧૧

હે ગાન! તુજ ઝીણા સ્વરો જે આજ નહિ સુણિયે અમે,
તે કોઇ વધુ દીપતા દિને સુણીશું વધુ રસથી શમે;[૫]
તુજ ધ્વનિ જ અહિંથી માર્ગ અમને સ્વર્ગનો દેખાડશે,
ને ત્યાં સદાય અનંત નિજ રસરેલમાંહિં રમાડશે! ૧૨

---

૧. ચાહની વીજળી. ૨. ત્હારી આશામાંજ આ આત્મા કાયાના બંધનમાં રહી શકે છે! જો ત્હારી શીતળ છાયા અને ભવિષ્યની મીઠી આશા ન હોય તો આત્મા દેહના પિંજરમાં બહુ અકળાઈ જાય! ૩. છોકરૂં વારે ઘડીએ ઊંચે જોતું હસે છે તે જાણે કારણવિના હસતું લાગે છે. ૪. ભવિષ્યની. ૫. શમમાં, શાંતિમાં.

આ સિંધુના ઘોંઘાટમાં કે પવનની મૃદુ ચાલમાં,
ઊંડા અનંતાકાશમાં કે પૃથ્વીમાં, પાતાળમાં,—
જ્યાં જોઉં ત્યાં હે ગાન! તુજ અસ્તિત્વ તો મુજને મળે,
સૌ જગતને તું રીઝવે તુજ સર્વવ્યાપકતા-બળે![1] ૧૩

હે ગાન! હું આ જગતમાં ભૂખ્યો છું તુજ આશીષનો,
તું તો અરે છે સત્ય શ્વાસ જ સર્વવ્યાપક ઈશનો![2]
તો તુજવિના આ સૃષ્ટિકેરી કાય ક્યમ નીભા શકે?–
નિશદિન મને તું કર ઝૂલંતો દિવ્ય ત્હારે હિંચકે! ૧૪

રે તારલા તુજ ધ્વનિ વિશે આ ધ્યાન નિજ પ્રેરાઈ રહ્યા,
ને એકતાન બની સહૂ જ્યમ લીન આ તુજમાં થયા,
હા, ત્યમ નિમગ્ન[3] રહી જ, હે સ્વર્ગીય ગાન! તણાઉં હું,
તુજ મધુર ધ્વનિના સ્વપ્નમાં આ જગતથી સરી જાઉં હું! ૧૫

---

૧. ત્હારામાં સર્વવ્યાપકતાની જે શક્તિ છે તેનાથી. ૨. ગાનને અહિં ઇશ્વરનો શ્વાસ કહીને સર્વ સૃષ્ટિમાં એની ઉત્તમોત્તમ શક્તિ દર્શાવી છે. ૩. લીન, મસ્ત, મચેલો.

# પ્રેમતરંગ

(લાવણી)

વ્હાલી ઓ! અંતર મુજ ઉભરાય,
ધસંતા પ્રેમતરંગો ધાય;
હૃદય નહિ રાખ્યું રહે મુજ પાસ,
સ્મરે કંઇ અન્યતણો વિલાસ;—
રજની તે બેઠાં નદીને તીર[1]
નિરખતાં[2] વ્હેતાં નદીનાં નીર,
પ્રેમથી ભેટી તટને[3] ત્યાંય
મધુરાં ચુંબન લેતાં જાય;—
અમૃતમાં લીન થઇ સ્વપ્ન મીઠાં તટ જોય,
માં મૃદુ[4] મૃદુ પ્રેમગાનની માળ નદી ત્યાં પ્રોય!
ભમાવે ઘણું મને એ માળ;
ભૂલી શું ગઇ સહુ એ, કર ખ્યાલ!
વ્હાલી ઓ! ૧

૧. કિનારે. ૨. "નિરખતાં"નો કર્તા "આપણે" અધ્યાહાર છે.
૩. કિનારાને. ૪. કોમળ.





અને વળી તે રજનીને ઉર
આપણે દીઠા તારક[1] દૂર
કરંતા દિવ્ય રજતચમકાર,[2]—
ભરેલા પ્રેમતણા અંગાર;[3]
નદીની છાતીપર શા ત્યાંય
પડીને દીપાવતા નિજ કાય!
અને ત્યાં તરતા દિવ્યસ્વરૂપ,
રૂપેરી મચ્છ તરે જ્યમ કૂપ;[4]—

એ સર્વેને હૃદયમાં ઊંડા ભારી છેક,
નદી ત્યાં વ્હેતી કરતી કરતી હાસ્ય રૂપેરી અનેક

મને બહુ દહે એહ અંગાર;
રેડશે ક્યાર અમીની ધાર?

વ્હાલી ઓ! ૨

૧. તારા. ૨. રૂપેરી ચમકારા. ૩. એ રાત્રિના અંતઃકરણમાં આપણે જે તારા જોઇયે છિયે તે કાંઇ જ નહિ પણ તેના પ્રેમના અંગારા છે તે ઝળહળ કર્યા કરે છે! ૪. કૂવામાં.



પ્રીતિરસરેલ વિશે તલ્લીન
બનેલાં દંપતી,[1] જ્યમ જળમીન,[2]
સુધા[3] પીતાં પીતાં ન ધરાય,
ગાન કંઈ ઊંડાં હૃદયો ગાય;—
ચૂંટી એ ગાનતણા પ્રિય સૂર
ઉતારી પવનજ ઊંડા ઉર
કરંતો ફરી રજનીમોઝાર
રૂપેરી તાર સમા રણકાર;—
એ રણકારા અંતરે નાચી રહ્યા અભિરામ,[4]
ને સૂતા કંઈ ભાવ જગાડ્યા, છેડી તાર તમામ![5]
ઘુમાવે મુજને એ રણકારે;
વગાડીશ ક્યારે હૃદયસિતાર?
વ્હાલી ઓ! 3

---

૧. સ્ત્રીપુરુષ; પ્રિયાપ્રિતમ. ૨. જેમ પાણી અને માછલાંની પ્રીતિ છે તેમ. ૩. અમૃતપાણી. ૪. મનોરંજક; આનંદજનક. ૫. એ રણકારાએ હૃદયસિતારના તમામ તારને પોતાની મોહક આંગળીએ છેડી મૂક્યા અને પ્રેમના જે જે ભાવ અત્યાર સુધી સૂતેલા હતા તે સૌને જગાડ્યા!

પશ્ચિમે મળતાં દિન ને રાત
હૃદયનભ રંગ્યું ત્યાં ભલીભાત,[1]
અને રજનીઉરમાં પ્રેમાળ
સરી ગયો દિન અણદીઠ તે કાળ;
ને દીઠું ત્યાં નભગંગારૂપ[2]
પ્રેમઝરણું દિનકેરું અનૂપ
રજનીને કંઠ રહ્યું વિંટળાઈ,*
વેરતું તેજકુસુમ[3] મુસ્કાઈ;—
સુંદર એ સૌ કુસુમના જોયા વિધવિધ રંગ,
એ રંગે રંગાઈ આંખે ઉરે ભરી નભગંગ!
આણી એ ઝરણાએ ઉર રેલ;
ક્યાર રેલાનાં કરીશું ખેલ?
વ્હાલી ઓ! ૪

---

૧. પશ્ચિમે દિવસ અને રાત સાથે મળે છે ત્યારે હૃદયનભને (હૃદયરૂપી આકાશને) ભાતભાતના રંગોથી રંગી દે છે. (સૂર્યાસ્ત થયા પછીનો દેખાવ છે). ૨. Milky way. * ને દિવસનું પ્રેમઝરણું નભગંગારૂપ થઇને રાત્રિના કંઠમાં વિંટળાઇ રહેલું દીઠું. ૩. તેજનાં ફૂલ. નભગંગામાં જે ઝીણા ઝીણા અસંખ્ય તારા દેખાય છે તે.

સ્મરણમાં રહી ગઈ રજની એહ,
વ્હાલી! શું નહીં સાંભરે તેહ?
બતાવ્યા મેં તે વિધવિધ રંગ,
પ્રિયે! તેં દીઠા ધરી ઉમંગ;
દીઠું મેં ત્યાં ત્હારૂં મુખ દીન,[1]
અશ્રુપ્રેમે ચક્ષુ તુજ લીન[2]
દીપતી શોકમોદમાં[3] એમ,
પડે ચંદ્રિકા મેઘપર જેમ;[4]—

પ્રેમી અંતર આપણાં એ રંગ ધરશે ક્યાર?
ને† પેલાં પ્રિય ગાન પવનનાં ગાશે હૃદયસિતાર?—

નહીં તો તૂટશે તેના તાર,—
તૂટતાં પણ કરશે રણકાર!

વ્હાલી ઓ! ૫

૧. રંક, ગરીબ. ૨. આંસુના પ્રેમમાં ત્હારી આંખો લીન બનેલી હતી—ત્હારી આંખોમાં આંસુ ભરેલાં હતાં તે. ૩. શોક અને આનંદ બન્ને ભેળાયલા હતા તેમાં. ૪. જેમ વરસાદના ઝાપટાંપર ચાંદરણું પડે છે તેમ. † અત્ર "ક્યારે" અધ્યાહાર છે.





# ચંપેલી

(અદલ છંદ)*

જગમાં બહુ સુંદરતા સરજી,
બહુવાર, છતાં, મનની મરજી,
મધુરાં ફુલડાં! સહુને વરજી[1]
તુજશું બની[2] ઘેલી,
નિરખે[3] નિરખે તુજને જ અહીં,
નહિ દૃષ્ટિ ઠરે સ્થળ અન્ય કહીં,
તુજ મોહ સમો કંઇ મોહ નહીં,
ફુલરાણી ચમેલી! ૧

* આ નવીન છંદ એક અંગ્રેજી કાવ્યની રચનાને અનુસરી અત્ર ગુજરાતી પિંગળમાં ઉતાર્યો છે. આ નવીન છંદનું માધુર્ય અને તેનો સરળ પ્રવાહ કાનને બહુ સુસ્વર અને ગાનમય લાગે છે.

૧. તજીને; છોડીને. ૨. "બની" અત્ર કૃદંત છે, ક્રિયાપદ નથી. ૩. 'નિરખે'નો કર્તા "મરજી" છે.




કદી દેશ રહું પરદેશ ફરૂં,
વળી હર્ષ જ કે કદી શોક ધરૂં,
તુજ નામ ઘડી ઘડી હું સમરૂં
ઉરની મમતાથી;
મુજ બાળપણે તુજશું રમતો,
ભરું પીમળ[1] યૌવનમાં ભમતો,
ભરજે મુજ વૃદ્ધવયે શમ[2] તો,
મુજ જીવનસાથી! ૨

બહુ વેળ અહીં તુજ પાસ રહ્યો,
મુજ મંદ વિચાર-પ્રવાહ વહ્યો,
લખી તેપર ગૂઢ, સુભેદ કહ્યો
તુજ મિષ્ટ સુગંધે;
મુજ અંતર વાંચી ઉમંગથકી,
સમજી ધરતું બહુ હર્ષ નકી,
ભરતું વધુ એક કણી દમકી
નિજ જ્ઞાનપ્રબંધે. ૩

૧. સુગંધ. ૨. શાંતિ.

નભમાં બહુ તારક[1] છે જ જડ્યા,
બહુ જ્યોતિષિ તેહની પૂંઠ પડ્યા,
ગતિ અંતરના મરમો પકડ્યા
કળથી નિજ યંત્રે;
મધુરી! પણ છે મુજ તારક તું,
અહિં ભૂપર ઉરસુધારક તું,
બની જ્યોતિષિ હું તુજ ઉદ્ધાર કહું
મુજ કાવ્યસુમંત્રે! ૪

જવ ગ્રીષ્મ[2] તપાવી મૂકે જગતી,[3]
જ્યમ અંતર ધૂણી રહે ધગતી,
વળી માનવદૃષ્ટ ઊંચે ચગતી
શીત આશ્રય કાજે,
તવ તું ખુબ ખીલી રહી જ પ્રીતે,
સહુ ઠારતી મિષ્ટ સુગંધશીતે,
તુજ માળ ગ્રહી અરપે સુરીતે
અતિ સુંદર સાજે! ૫

૧. તારા. ૨. ઉનાળો. ૩. પૃથ્વી.

બહુ સેવતીઁ આંહિં ભલે જ ફૂલે,
વળીઁ ગર્વથીઁ તેમ ગુલાબ ખુલે,
પણ તુજ સુવાસ સમીપ ભૂલે
નિજ સર્વ વડાઈ;—
તું જ રાણીઁ ખરી સહુ પુષ્પતણી,
પ્રિય શુક્ર સમી તુજને જ ગણી,
મુજ બાગનીઁ તું જ મુકુટમણી,
ગુણ શું રહું ગાઈ! ૬

બહુ વેળ અરે લલના[1] લટકે[2]
તુજ પાસ સુભાવથકી ભટકે,
તુજને લઈને કરમાં મટકે
નિજ કાન જ પ્હેરે,
નિરખી રહું તે બહુ હર્ષ ધરી,
લલના વધુ સુંદર કે તું ફરી,
પણ સાથ સુગંધ ગ્રહે તું ખરી.
મધુરી તું જ છે રે! ૭

૧. સુંદર સ્ત્રી. ૨. લટકાથી.

પ્રતિ એક સમીર[૧] સમીપ તને
મૃદુ[૨] નાચતી જોઉં વિનોદી મને,
નખરાં સહુ એહ સમીરકને
કરતી અતિ પ્રેમે;
તુજ કોમળ ભેટ લઈ વધતો,
મધુરો તુજ સ્પર્શથકી બનતો,
તુજ કહેણુ બધે જ પૂગાડી જતો
તુજ નિર્મળ નેમે![૩] ૮

નયને તુજને નિરખી જ રહું,
શયને[૪] પણ હું તુજને જ ચહું,
ભયને ન ગણું તુજ પંથ વહું,—
મુજ પ્રીતિ જ એવી;
સમતા[૫] ઉરની કદી દૂર પળે,
ભમતા કંઇ દુઃખવિચાર ભળે,
મમતાથી સ્મરૂં, ઝટ કે તું કળે
હરતી ઉર કેવી! ૯

૧. પવન. ૨. કોમળ. ૩. જ્યાં જ્યાં પવન જતો ત્યાં ત્યાં લ્હારો સુવાસ પ્રસરી રહેતો એટલે તું જે કહેણ તેની સાથે મોકલતી તે તે બધે પ્રમાણિકપણે પૂગાડી જતો. ૪. બિછાનાપર. ૫. શાંતિ.

તુજ પાસ પધારું ઘણીક ઘડી
કળવા જનજીવનકેરી કડી,
નવ તું મુજને કંઇ વાત વડી
અતિ પ્રૌઢ સુઝાડે;—
કંઇ હાસ્ય કડું,[1] કંઇ અશ્રુ મીઠાં,†
કંઇ ચિત્રવિચિત્ર પ્રપંચલીટાં
જન આત્મપરે ચિતરેલ દીઠાં
ન દીઠાં દૃગ[2] પાડે!‡

પ્રતિબિંબ પડી સહુ એ મનમાં
ગૂઢ ચિત્ર ધર્યું ઉરદર્પણમાં;
હમણાં અહિં તે પ્રતિજીવનમાં§
રૂપની સ્મૃતિ[3] આપે;—

૧. કડવું. † કંઇક હસવામાં કેવો કડવાસ આવેલો છે, કંઇક આંસુમાં કેવો મીઠાશ સમાયલો છે! ૨. દૃષ્ટિએ. ‡ માણસના આત્માપર કંઇક ચિત્રવિચિત્ર પ્રપંચલીટાં ચીતરાયલાં છે તે સૌ જોયાં કે નહિ જોયાં હોય તે બધાં મ્હારી દૃષ્ટિએ પાડે છે—દેખાડે છે. § હમણાં અહિં તે ચિત્ર પાછું સજીવન (revive) થાય છે. ૩. યાદ.





ધ્રુવશું[1] સ્થિર પ્રેમની દિવ્ય કળી,
કંઇ અંતર ભૂલી ગયેલ રળી,[2]
છટક્યા કંઇ તર્કતરંગ વળી
હૃદયે મુજ થાપે! ૧૧

પ્રિય પંચકરી![3] મધુરી ફરજે[4]
તુજશું ભલી[5] શુદ્ધ[6] ધરા[7] કરજે,
કવિપુષ્પ બની કવિમાં ભરજે
જશ પીમળ તું તો!
તુજ ગાન કરૂં જગમાં ભટકી,
પ્રિય! આશ રહે તુજશું લટકી,
મુજ અંતસમે દવઅશ્રુથકી[8]
રડશે નહિ શું તો? ૧૨

---

૧. ધ્રુવના તારા જેવી. ૨. આનંદ; મઝા; ઉમંગ. ૩. પાંચ હાથવાળી. ચંપેલીના ફૂલને પાંચ પાંખડી હોય છે. ૪. ફરજથી (by sweet duty bound). ૫. શુભ ગુણવાળી—ત્હારી સુગંધ જેવી. ૬. પવિત્ર—ત્હારી સફેદાઇ—ઉજ્જવલના જેવી. ૭. પૃથ્વીને; દુનિયાને. ૮. દવ—ઝાકળનાં આંસુથી.



# રમ્ય રજની

(ગરબી)

કેવી ફરવા નીકળી આજ, રમ્ય રૂડી રજની![1]
શો શોભે સુંદર સાજ! વ્હાલી જો સજની!—

થનથન કરતી, પગલાં ભરતી, લટકો લેતી જાય રે;
એનાં આ શુભ નખરાં જોવા મ્હારૂં મન બહુ થાય!—
રમ્ય રૂડી રજની! 1

કેવી આ તારકમોતીની[2] ગુંથી ચોટલે માળ રે!
જેથી શા એના ઝગઝગતા આ અસમાની વાળ!—
રમ્ય રૂડી રજની! 2

ચાંદલો ખુબ કપાળે દીપી નાખે સ્થિર પ્રકાશ રે;
એ અમૃત મુજ આંખે પીવા ઉરમાં રાખું આશ!—
રમ્ય રૂડી રજની! 3

1. રાત. 2. તારારૂપી મોતીની.





શાંત સરોવરમાં સૂવાડયા તારા ઊંડા છેક રે,
જ્યાં રજનીની સુંદરતાનું સ્વપ્નું જોય દરેક !!—
રમ્ય રૂડી રજની ! ૪

ઓઢણો ઘેરો સાળુ પ્હેરી, નિડર જતી સૌ ઠામ રે;
વને વિચરતી, શ્હેરે ફરતી, ફરતી સ્થળો તમામ !—
રમ્ય રૂડી રજની ! ૫

ઓ રજની ! આ તારા તુજને ઉમંગથી શી જોય રે !
તું-મુગ્ધાની મધુરી લેહે જો મલકાઇ મ્હોય ! !—
રમ્ય રૂડી રજની ! ૬

હું પણ તારો એક થવાને ઇચ્છું છું બહુ ફિર રે;
તુજને જેથી પ્રેમે નિત્યે જોઇ રહું હું પૂર !—
રમ્ય રૂડી રજની !

સાગર કૂદે, પર્વત ઊડે, નદી ધસે ધરી પ્રેમ રે !
એ સૌ તુજને મળવા તલપે, હું પણ ચાહું ન કેમ ?—
રમ્ય રૂડી રજની ! ૮

રજની ! તુજ પ્રેમે ભિંજાઇ, અદલ હું માગું એજ રે:
તુજ ઊંડાં શાંતિ-હૃદયે મુજ થજો સદાની સેજ ! !—
રમ્ય રૂડી રજની ! ૯



# આકાશની વાડી

(માલિની)

અધિક ખીલી રહી શી આજ આકાશવાડી !
બહુ વિધ રજનીને પૂર્ણ શોભા પમાડી !
મનહર ખીલી કેવાં તારલાપુષ્પ[1] દીપે !
ઝટપટ લઉં તોડી, હોય જો તે સમીપે ![2] ૧

કંઇ લઘુ[3] ગુરુ[4] જુઓ, પુષ્પ ત્યાં ત્યાં પડ્યાં છે,
ચમક ચમક તેડે સર્વને આપ જ્યાં છે !
અહિં કંઇ મુજને તો પ્રેમનો ભાસ થાય,
ભમરી બહુ રહ્યો આ તારલાપુષ્પમાંહ્ય ! ૨

સરસ કંઇ ખીલ્યા છે ત્યાં ગુલાબો રૂપાળા !
કહિંક કરી રહી છે ચારુ[5] ચંપેલી ચાળા !
કહિંક ખીલી રહ્યો છે બ્હાર તો મોગરાનો !—
વિધવિધ કંઇ એવી પુષ્પલીલા[6] પિછાનો. ૩

૧. તારારૂપી ફૂલો. ૨. પાસે. ૩. ન્હાનાં. ૪. મ્હોટાં. ૫. સુંદર. ૬. ફૂલોની શોભા.

અધિક ઉર ગમે છે મૂજને વાડી આ તો,
જઈ તહિં ખૂબ જાણે, છું વિહારે[1] તણાતો !
અહિં નિત મુજ વ્હેની આવતી શું હશે કે ?
રમતી કુસુમ[2] સાથે, ભેટ તેની થશે કે ? ૪

અરર સરસ એવો કોણ છે દક્ષ[3] **માળી** ?
(જેની) લલિત કુસુમક્યારી આ રહું હું નિહાળી ?
મળી સહુ નિત જેનાં તારલાપુષ્પ ભારી
બહુ વિધ કરી ગાનો, દૃષ્ટિ ઠારે જ મ્હારી ! ૫

રમણીક શુભ આ સૌ પુષ્પ ઓથે રહીને,
હુંય પણ સ્તુતિ ગાવા, નિત્ય ઇચ્છું ચહીને :
પરમ કુશળ **માળી**! ત્યાં મને દે તું રહેવા !
અદલ હું નિત પામું દર્શનો તૂજ સેવા ! ૬

---

૧. ફરવા હરવાની મોજમાં. ૨. ફૂલ. ૩. ચતુર.

# કોકિલા

(ગરબી)*

હે અમૃતસાગર મધુકંઠી કોકિલા!
 છે તુજ સ્વર તો જગનું તીર્થસ્થાન જો!
સુર કોડે કેવા તુજ કંઠવીણાતણા!
 સંગ-હૃદયને પીગળાવે તુજ ગાન જો. ૧

તું અમૃતસાગરથી તરંગો ઉછળી,
 જે ધરણીહૃદયે આવી અથડાય જો,
તે સૂકા વનની મૂર્ત્તિ પલટાઈને,
 લીલું કુંજાગાર તુરત શું થાય જો! ૨

એ દૈવી ગુણ તુજમાં ક્યાંથી આવિયો?
 મોહદંડ કોણે તુજને આપ્યો જ જો?
ક્યાં તપે તું પામી એ વરદાન કે
 તું જ વસંતતણો બનૉ છે અમૉલિજ જો? ૩

* "ઓધવજી સંદેશો કહેજો શ્યામને"—એ રાહ.

ત્હારા મધુરા કંઠથકી તુજ ગાનનાં
ટપટપ બિંદુ જેમ ટપકતાં જાય જો,
તેમ ઉઘાડેલું આ મુખ વસંતનું
તે ઝીલી લેતું કંઇ કંઇ છિંપાય જો! ૪

કૂણિ કૂણિ 'બેવડ બૂમ'[૧]જ પાડતો,
વૃક્ષે વૃક્ષે તુજ સ્વર ઉડે જેમ જો,
તીણો નાદ હૃદયમાં એ ઉતરી જઈ,
જનચક્ષુ તુજ પૂંઠ દોડાવે તેમ જો! ૫

પડઘો પોતે તો કદી દેખાતો નથી,
તેમ અદૃશ્ય રહી તું પાડે રીડ[૨] જો,
તે પીગળતી જઈ ઊંડી જ હવા વિશે,
પીગળાવી નાખે અંતરની પીડ જો! ૬

એકલડો માંદો ઝૂરતો શય્યા[૩] વિશે,
જાગે સુણીને ત્હારી તીણી હાક જો;

---

૧. વર્ડ્સ્વર્થ ( Wordsworth ) ની 'twofold shout' પરથી. ૨. ચીસ; બૂમ. ૩. બિછાનું.

અરધું દુઃખ પીગળાવી ત્હારા સૂર સહ,
 વાટ જુએ ફરી સુણવા ત્હારી વાક[1] જો! ૭

ખીલી પુષ્પ સુવાસિત કોમળતા ધરે,
 તે તો સુણીને ત્હારી મધુરી વાણ જો!
પ્રભાત જેવી તું આનંદી છે સદા,
 તુંજ વસંતતણો છે પ્યારો પ્રાણ જો! ૮

જયજય, જયજય! હે મધુકંઠી કોકિલા!
 આ જગ તો છે કઠોરતાનો વંશ જો;
તેમાં જય મેળવશે જે અહિં રાખશે
 તુજ વિનયી અમીવાણીનો શત–અંશ[2] જો! ૯

વસંતલીલામાં રમતી, હે લાડકી!
 લાવે છે મુજ માટે તું કંઇ ગુંજ[3] જો;
તે સુણતાં મોહક વાણી તુજ પામીને,
 અદલ બનો મ્હારો પણ લીલો કુંજ[4] જો! ૧૦

૧ વાક્; વાણી. ૨. સોમો ભાગ. ૩. ગુપ્ત-છપી-વાત.
૪. Bower.

# હાલરડું

(ગીત)

બાળકડાં પોઢો રે મ્હારાં બાળકડાં પોઢો!
પંખીડાં સૂતાં જઈ માળે
બાઈ હિંડોળા આંબાડાળે,—
ઝૂલાતાં પારણિયાં મ્હાલે,
બાળકડાં પોઢો!—
બાળકડાં પોઢો રે વ્હાલાં બાળકડાં પોઢો! ૧

નીંદરડી આ આવી અટારી,
ગાતી ને નાચંતી સારી;—
કોમળડાં નેણોને ઠારી,
બાળકડાં પોઢો!—
બાળકડાં પોઢો રે મીઠાં બાળકડાં પોઢો! ૨

તારલિયા રક્ષો મુજ બાપુ;
ચાંદલિયાનું અમૃત આપું,
દુખડાં લઈ રુદયાશું ચાંપું,
બાળકડાં પોઢો !—
બાળકડાં પોઢો રે મોંઘાં બાળકડાં પોઢો ! ૩

પંખીડાં ઊઠશે સહુ જ્યારે,
કલરવ[1] કરતાં ગાશે ત્યારે
હસતાં રમતાં ઊઠજો હાં રે—
બાળકડાં પોઢો !—
બાળકડાં પોઢો રે મ્હારાં બાળકડાં પોઢો ! ૪

---

૧. કોમળ મધુરા સ્વર.

# મ્હારૂં બચપણનું ઘર

( મોહક છંદ )*

કૈં બુલબુલ આવી, ઝાડે બેશી, મીઠું ગાનું ગાય,
કૈં મેના આવી મધુરા સ્વરમાં ઉત્તર દેતી જાય,
ને સૂરજ આપે, ઘરમાં આવી, નિત્યે નવી વધાઈ,
રે એવું મ્હારૂં બચપણનું ઘર હતું હસંતું ભાઈ! ૧

કૈં ચલ્લી આવી, ચીં ચીં કરતી, શોધે નિર્ભય સ્થાન,
ને ચલ્લો તેનો તરણાં લાવી માળો કરે નિદાન;
હું એ બન્નેને, સૂ સૂ કરતો, કુદી ઉડાડું ધાઈ,
રે એવું મ્હારૂં બચપણનું ઘર હતું હસંતું ભાઈ! ૨

કૈં ઘૂં ઘૂં ઘૂં ઘૂં કરતા કોડે, ભ્રમર ભમે ચોપાસ,
ને મધમાખીઓ ફૂલોને તો ચૂમતી કરે વિલાસ;
એ દેખીને હું પણ ફૂલ લેવા, ઝટ દોડું હરખાઈ,
રે એવું મ્હારૂં બચપણનું ઘર હતું હસંતું ભાઈ! ૩

* આ નવીન છંદ એક અંગ્રેજી છંદરચના ઉપરથી ગુર્જર પિંગળમાં ઉતાર્યો છે.

કૈં જળકુકડીઓ તરે નદીમાં પાસે પડીને શાંત,
ને મીઠી લ્હેરે પંખો નાખી, પવન કરે જ નિરાંત,
ને કૂદી નીચે ઝાડોપરથી, ગબડે પાન ઝૂલાઈ;
રે એવું મ્હારૂં બચપણનું ઘર હતું હસંતું ભાઈ! ૪

અહિં ચંદા ઊગી અમીની ઝૂપી વરસાવે આશીષ,
ને તારાઓ સૌ ચોકી કરતા જાગે આખી નિશ;
એ સૌએ સાથે મળીને પૂરણ સ્વર્ગ બનાવ્યું આંહિં,
રે એવું મ્હારૂં બચપણનું ઘર હતું હસંતું ભાઈ! ૫

અહિં પાછી ઝાડો ને ફૂલોની લીલા પૂર જણાય,
ને પક્ષીઓનું મધુરા કંઠે ગાનું હજી ગવાય;
પણ તે વેળા તો એ સૌ લીલા ઓર જ દીપતી કાંઇ!
રે એવું મ્હારૂં બચપણનું ઘર હતું હસંતું ભાઈ! ૬

# માનવ-બાળક

( ધ્વનિત )

અકળિત કળા હરિની નહિ કોઇ કળે !
ભર સૃષ્ટિસમુદ્ર વિશે ઘસડાઈ જતા
તરણા સમ તુચ્છ મનુષ્યની બુદ્ધિમતા
અકળાઈ ઝિંકાઈ બની દીન[1] ભૂમિ ઢળે.

જગ જ્ઞાન વિદ્યા વધતી બહુ જાય ભલે,
પણ માનવ-બાળક તો અહિં[2] ખાય ખતા;
લૅખ્ય કુદરતપોથીતણા કંઇ અંક[3] છતા[4]
પણ મૂઢ બની નિરખે, નહિ મર્મ મળે !

નિજ માનવબાળકને જગતાત દિયે
કરવા કંઇ એક હિસાબ સુધ્યાન ધરી;—
લખતો ભૅંસતો શ્રમ એકલડો જ લિયે,

પણ ભૂલો રડે, ન મળે કંઇ મેળ[5] જરી !—
જગતાત કહે હસતો: "અહિં આવ ફરી,
પ્રિય બાળક ! આપણ સાથ મળી કરિયે !!" *

---

૧. નાચાર; રંક. ૨. આ સ્થાને; આ અકળિત કળા કળવામાં. ૩. આંકડા ( લેખ ). ૪. ખુલ્લા; જાહેર. ૫. તાળો.

* ઇશ્વરની સહાયતા વિના તુચ્છ મનુષ્ય કાંઈ પણ કાર્ય કરવા અશક્ત છે, અને "મનુષ્ય પ્રયત્ન, ઇશ્વર સહાય"—એ આ "ધ્વનિત" નો ભાવાર્થ છે.

# સલૂણી સંધ્યા*

( વસંતતિલકા )

ઉદ્યોગમાં ત્રીશ ઘડી રહીને ઉમંગે,
સૂર્યે પછી શિર મૂક્યું ઉદધિઉછંગે;[1]
વિશ્રામ માટ પછી આંખ મીંચી દઈને,
નિશ્ચિંત તે શયનમાંહિં[2] સૂતો ચહીને. ૧

ઉદ્યોગી સજ્જન સહૂ પરવાર પામ્યા,
છૂટી વિરામ મળતાં મુખ રંગ જામ્યા;
પ્રેમે કરે ગમત સર્વ ફરી હરીને,
ને શાંતિ શાંતિ સહુ ઠામ રહે ઠરીને. ૨

એવે સમેજ શણગાર સજી સુરીતે,
કો આવી સુંદરી અલૌકિક પ્રેમ-ચિત્તે;
તે દિવ્ય કાંતિ નિરખી બહુ મોહ પામી,
અંજાઈને સહુ રહ્યા નિજ શીષ નામી. ૩

* સાંઝ—સૂર્યાસ્ત થયા પછીનો વખત, દિવસ અને રાત્રિને જોડનાર. એને અહિં “ અલૌકિક સુંદરી ” લેખે કલ્પી છે. ૧. સમુદ્રના ખોળામાં. ૨. બિછાનામાં.

ચાંલ્લો દીપે સરસ કંકુતણો કપાળે,[1]
ઝીણી જ શ્વેત હિર સાડીની સોડ વાળે;
મીઠી સુગંધ પસરાવતી તે જમાવી,
સૌ ઠાઠમાઠ સજીને ઠમકંતી આવી! ૪

ઇચ્છિત સૂર્યપતિને[2] મળવા ઉમંગે,
સૌ 'હાવભાવ કરતી વિધવિધ રંગે,
તે સુંદરી ઉદધિને તટ[3] આવી ઊભી,
દેખી પરંતુ સહુ ત્યાં વિપરીત, ડૂબી. ૫

દીઠો નહીં ઉરપતિ રવિને અહીં તો,
તે ગાભરી બની જુએ જ અહીં તહીં તો;—
દીઠો રવિ દૂર સૂતો ઉદધિઉછંગે,
ને રોમ રોમ પ્રસર્યો અતિ શોક અંગે. ૬

એ શોકમાં પલક આવતી ગ્લાનિ[4] મુખે,
કે ક્રોધ ઉર ચઢતો પળમાંય દુઃખે;[5]

---

૧. આકાશમાં સાંઝે જે લાલ દેખાવ થાય છે તે. ૨. સૂર્ય, જેને પોતાના હૃદયમાં પોતાનો પ્રિતમ માની લીધો છે તેને. ૩. સમુદ્રકાંઠે. ૪. ફીકાસ. ૫. આ બે ચરણમાં સાંઝે આકાશમાં જે રંગો બદલાય છે—ઘડીમાં સફેદ તથા ઘડીમાં લાલ થાય છે—તેના ભાવ વર્ણવ્યા છે.

થોડીક વાર મુખ મૌન[1] ધરી ઊભી તે,
બોલી પછી મુખ કહે રવિને દુઃખી તે:—૭

"રે પ્રાણપ્રિય મુજ એ ઉરકેરી આશા!
છો જ્ઞાની, શું નહિ કળી મુજ ગૂઢ ભાષા?
પ્રેમીતણો વિમળ પ્રેમ નહીં કળાયો,
રે રે વૃથા હૃદયમાં તમ પ્રેમ ચાહ્યો! ૮

"હું સુંદરી સલજ આવી વધાવવાને,
થોભ્યા ન આપ કળી એ, ધરી અન્ય ધ્યાને;[2]
ઘોંઘાટી આ ઉદધિમાં તમ પ્યાર વાહ્યો,
એ **પ્યાર** ના પણ અરે નક્કી **ખાર** ભાખ્યો! ૯

"આવી હું તો મધુર ગાન કરંતી પ્રેમે,
તે હર્ષગાન ટળીને થયું શોકનેમે;
ઘૂ ઘૂ ઘુ ઘૂ ઘૂંડ સમાજ કઠોર ગાને,[3]
મોહી પડ્યા ઝટ સુણી અરસિક કાને! ૧૦

---

૧. મૂગું; અબોલું. ૨. મનમાં બીજાનું ધ્યાન ધરીને.
૩. સમુદ્ર જે આખો વખત ધવડ જેવો ઘૂ ઘૂ ઘૂ ઘૂ કર્યા કરે છે તેના કઠોર ગાનથી.

"રે રે નહીં મુજ કીધી દરકાર કાંઈ!
છો આપને મન ગમ્યું કર્યું તેજ ચાહી.
ભાગ્યે નહીંજ મુજને કંઇ દીધી યારી,
રે ધિક્ ધિક્ જીવવું મુજ દુઃખકારી!!" ૧૧

એ બોલતાં ઉર પડ્યો અતિ છેદ ઊંડો,
પ્રેમે અહીં ભજવિયો બહુ રંગ કૂડો;
પામી નિરાશી નકી આખર પ્રેમજાળે,
ને ક્રોધ શોકમહિં તે ઉરશૂન્ય ભાળે. ૧૨

એ દિવ્ય સુંદરીતણી ઉરશાંતિ કાજે,
સંધ્યા કરી વિનવતા બહુ ભક્ત દાઝે;[1]
તત્રાપિ કાંઇ નહિ તે ધરતીજ હૈયે,
રે પ્રેમની અગનને બલિ[2]પૂર થૈ એ! ૧૩

"સંધ્યા સલૂણી" બની એહવી પ્રેમ જોયો,
રે એમ પ્રેમરણમાં સહુ રંગ ખોયો;
તે ઝાંખી ઝાંખી પડતી પળવાર ઊભી,
ને અંધકારનિધિમાં[3] ગઈ છેક ડૂબી.[4] ૧૪

---

૧. આ વેળા સૌ કો સંધ્યાસ્તુતિ કરે છે તે એ દિવ્ય સુંદરી (સંધ્યા—સાંઝ) ના હ્રદયની શાંતિ માટે જ. ૨. ભોગ. ૩. અંધારા સમુદ્રમાં. ૪. (અંતે વિશેષ ઝાંખું ઝાંખું થતું અંધારૂં થઈ રાત્રિ પડે છે.)



# પ્રભાતનું ગાન

( રાગ પ્રભાત )

જાગો રે બાળકડાં મ્હારાં ! હું આવી રમતી,
હું આવી રમતી આ કેવી આકાશે ભમતી !—જા૦ ૧

રાત બધી આ તમને મોહે જૂઠાં રે લાડ્યાં,
કાળો કર મુખપર ફેરવીને તિમિરે સૂવાડ્યાં !—જા૦ ૨

પણ તમને ખોળતી હું આ ધસમસતી આવી,
ને તમ કાજે લ્હેર મીઠી આ હર્ષભરી લાવી !—જા૦ ૩

એ લ્હેરે પ્રિય આંખ ઉઘાડી લ્યો એની ભોગ્ય,
ઉરમાં ઝટ ઉત્સાહ ભરો, મેં રાખી છે રોકી !—જા૦ ૪

તિમિરે તમ રક્ષા કાજે મેં તારલડા[1] રાખ્યા,
મુજ બાળકડાંએ સૂતાં તે હસી હસી ઝાંખ્યા !—જા૦ ૫

ચમકંતા થાક્યા તે સૌને નીંદ હવે લેવા,
મુજ શ્વેત[2] જ અંચળ[3] ઓઢાવી પોઢાડ્યા કેવા !—જા૦ ૬

૧. તારાઓ. ૨. સફેદ. ૩. વસ્ત્ર; લુગડું.



જુઓ ગુલાબી પાલવ મ્હારો કેવો આ શોભે !
એ દેખીને ધરણીકેરૂં દિલડું બહુ લોભે.—જાο ૭

રંગભર્યા તેજસ્વી કર મુજ ચોપાસે ફરતા,
સૂતેલી કુદરતને લાડી તો જાગૃત કરતા;—જાο ૮

પ્રેમોં કમળને ખોલવ્યાં કેવાં ભેટીને ભાવે !
એ કોમળતા ને એ પ્રેમજ તમ કાજે લાવે.—જાο ૯

નભચારી[1] વાદળ-પંખેરાં ભેટીને ખસતાં,
ખસતાં ખસતાં નિજ અંગે મુજ રંગ પૂરે હસતાં;-જાο ૧૦

સ્નેહે ને ઉત્સાહે મુજને જોઈ રહે ઘેલાં !
એ રંગે રંગાવા, વ્હાલાં, જાગો રે વ્હેલાં !—જાο ૧૧

મુજ પરોક્ષે[2] નભમાં ફરતો ચાંદલિયો મ્હારો,
શીતળ શ્વાસે શીતળ કરતો જગને બનીં પ્યારો;-જાο ૧૨

ચાંદીની થાળી લઈ ફરતો સુધા[3] વરસાવી,
ને સુંદર રૂપેરી ચાદર નિશને[4] ઓઢાવી!—જાο ૧૩

---

૧. આકાશમાં ફરવાવાળાં. ૨. ગેરહાજરીમાં. ૩. અમૃત.
૪. રાત્રિને.

થઈ કનકવા જેવો તે તો મુજ ઉર સંતાયો,
વડીલ બંધુ રવિને જોઈ, વ્હાલો શરમાયો!—જાo ૧૪

વનવગડામાં પંખેરાં મુજ સૂતાં ન્હાનકડાં,
કોમળ સૂર કલ્લોલ કરી કરી નિશે લાડકડાં;—જાo ૧૫

તે સૌને મેં ચુંબન કરીને ઊઠાડ્યાં હાવે,
તે તમને બાળકડાં! સાથે ગાવા બોલાવે!—જાo ૧૬

ફૂલે ફૂલે ચલકંતાં મેં મોતીડાં[1] વેર્યાં,
રમતી ભમતી લ્હેરે આવી લાડે ખંખેર્યાં;—જાo ૧૭

એ મોતીડાંકેરૂં પાણી આવો જોવાને!
રવિકરહંસ પછી તૂટી પડી એ ખાશે સઘળાંને.—જાo ૧૮

ઊંચા પેલા પર્વત કેવા મેં રંગ્યા વ્હાલે!
તે નિજ ઉરથી અમૃતધારા[2] કાઢીને મ્હાલે.—જાo ૧૯

ને કંઇ મધુરા રાગો ગાતા લીન બન્યા મુજમાં;
એ રાગો સુણવાને, વ્હાલાં, ઊઠો ઝટપટમાં!—જાo ૨૦

---

૧. ઝાકળરૂપી મોતીડાં. ૨. નદીરૂપી અમૃતધારા.

જાગો રે બાળકડાં મુજ! એ રંગ સહૂ ખોશો,
આ મ્હારો શણગાર રૂપાળો પછી ક્યાંથી જોશો?–જા૦ ૨૧

રવિ મ્હારો ઊંચે ચઢીને પછી ઘણો ઘણો તપશે,
ને દોડી દોડી આ મ્હારા રંગ બધા ચુંથશે.–જા૦ ૨૨

કોમળ મ્હારૂં હૈડું એ નહિ જોઈ શકે કાંઈ,
ને તેની પાછળ મુજ માંડવ જઈશ હું સંતાઈ.–જા૦ ૨૩

તો વ્હાલાં! ઊઠો રે ઝટપટ, ઉછળે ઉર મ્હારૂં;
મુજ સુંદર રંગે રંગીને, આંખલડી ઠારૂં.–જા૦ ૨૪

ઈશ્વરને નમિયે આપણ, છે તેનીજ જગ-ક્યારી;
જાગો રે વ્હાલાં મુજ વ્હેલાં! લ્હાવો લ્યો ભારી!–જા૦ ૨૫

# તિમિર ત્હારૂં નહીં તોય ટળિયું !

( પ્રભાતિયું )

આળસુ જીવડા ! ઊઠ આળસ તજી,
ખાટલે કેટલી વાર કોળ્યો ?
શું હજી મૂઢ તેં વ્હાલી શય્યા કરી,
મંદ જડ વસ્તુપર ખૂબ મોહ્યો ?
બહુજ આળોટતો એમથી તેમ તું,
ઢીમકું ઢાળથી જેમ ઢળિયું !
તિમિર આ પૃથ્વીનું તેજથી તો ટળ્યું,
તિમિર ત્હારૂં નહીં તોય ટળિયું !* ૧

સૂર્યનાં કિરણો માર્ગ કાપી ઘણો,
દૂત જેવાંજ ચોપાસ દોડે;

---

* સૂર્યના તેજથી પૃથ્વીનો અંધકાર તો નીકળી ગયો, પણ તું હજી સૂતેલો હોવાથી ત્હારો અંધકાર ટળ્યો નથી !

દેશ દેશે ફરી, પત્ર દીધાં હરી:
છેક આ ખાટનો કાટ છોડે!
ભાનુનો ભાસ તો ભાળિયો ભૂમિમાં,
ભ્રમણને સેજ તુજ ભાન ભળિયું,
તિમિર આ પૃથ્વીનું તેજથી તો ટળ્યું,
તિમિર ત્હારૂં નહીં તોય ટળિયું! ૨

ખાટ વ્હાલો કર્યો, ડાટ નહિ ઉર ધર્યો,
સૃષ્ટિનો હાઠ ખોયો સમૂળો;
આંખ છે તે છતાં અંધ થઈ ગઈ અરે,
પગ છતાં તું થયો છેજ લૂલો!
મોજ ખોઈ ઘણી સૃષ્ટિ સૌંદર્યની,
તેજ સાથે નહીં તેજ મળિયું! †
તિમિર આ પૃથ્વીનું તેજથી તો ટળ્યું,
તિમિર ત્હારૂં નહીં તોય ટળિયું! ૩

---

† સૂર્યના તેજની સાથે આંખનું તેજ નહિ મળ્યું, એ ઉપરાંત બીજા પણ વ્યંગ્યાર્થ છે.

લાગ્યો મીઠી અતિ શીતળતા સેજની,
 ઇશિલીલા ન લાગી સલૂણી:
સૂર ન્હાસી ગયા, કાન બ્હેરા થયા,
 શીતળ વાયુનો નહિ શીખ સૂણી;
વૃક્ષનાં પાન તો હાલતાં મ્હાલતાં,
 તું કૂંડાએ ન એ ગુહ્ય કળિયું!
તિમિર આ પૃથ્વીનું તેજથી તો ટળ્યું,
 તિમિર ત્હારૂં નહીં તોય ટળિયું! ૪

ખાઇ ખાટે પડયો, રાતનાં નહિ રહ્યો,
 નફ્ટ સૂતો ધરી ઊંઘ નેણે;
નીંદ આવી ગઈ સ્હેજ સંભારતાં,
 વારતાં નહિ વળ્યો વિમળ વેણે;
ઢોર સમ ઘોરતો રાત સહુ જોરથી,
 દિનતણા શોરથી વ્રત[1] ન વળિયું!
તિમિર આ પૃથ્વીનું તેજથી તો ટળ્યું,
 તિમિર ત્હારૂં નહીં તોય ટળિયું! ૫

૧. નપ્ટટાઇનું વ્રત.





ટૂકડા વાસિયા ટૂકડે ટૂકથી,
કોડથી "એક રે તું!" કરે છે,
જગતના કાનમાં સૂણવી તાનમાં,
ધ્યાન ધરણીધરે તો ધરે છે!
ઊઠ રે આળસુ! ક્યમ ન સમજે કશું,
છેક કટુ એમ લાગ્યું શું ગળિયું? ‡
તિમિર આ પૃથ્વીનું તેજથી તો ટળ્યું,
તિમિર ત્હારૂં નહીં તોય ટળિયું! ૬

પૃથ્વીની દાબડી બંધ રાતે પડી,
ઢાંકણું ઉઘડ્યું છે પ્રભાતે;
અંગના અંગ ને જંગના[1] રંગ તો,
ભવ્ય કેવા દીસે ભાતભાતે!
દાબડી તાહરી આંખની તો હજી
અંધકારે નહીં પામી તળિયું,[2]
તિમિર આ પૃથ્વીનું તેજથી તો ટળ્યું,
તિમિર ત્હારૂં નહીં તોય ટળિયું! ૭

‡ જે મધુર તે તને એમ કડવું શું લાગ્યું? ૧. આ સંસાર-રૂપી જંગના. ૨. એ બધા રંગોનો ભેદ.




સરસ દેખાવ આ કુદરતી શોભતા,
લોભતા નેણને ઠીક ઠારે ;
ભદ્ર હિનભાગ્યના ! આ સમે ઊંઘમાં
વાત ઠાલી વિશેષે વિચારે ;
ભાળી પોકળ વૃથા ચિત્ર સ્વપ્ને રીઝે,
પ્રગટ જગચિત્ર ચિત્તે ન લળિયું !
તિમિર આ પૃથ્વીનું તેજથી તો ટળ્યું,
તિમિર ત્હારૂં નહીં તોય ટળિયું ! ૮

ઊંઘતાં પુષ્પ તું ઊંઘમાં સૂંઘતો,
રે અલ્યા સદ્ય તું જાગી જોને !
આ જગતવાડીનાં પુષ્પ કેવાં ખીલી,
હસી રહ્યાં તે જ તું જોઈ મ્હોને!
મૂર્ખ અરસિક ખરી તૂજ છે આંખડી,
પાંખડી બંધ રાખ્યે શું ફળિયું ?
તિમિર આ પૃથ્વીનું તેજથી તો ટળ્યું,
તિમિર ત્હારૂં નહીં તોય ટળિયું ! ૯

થાય આકાશમાં નવનવા રંગ તે
જગતની છાયનો ભાસ આપે;
આ સમે ઊઠીને, તીવ્ર ઉરઆંખથી
પેખતાં એ સહૂ ભેદ માપે!
કર્યૉ કથી કેટલું કહું તને જીવડા?
ઊઠ! લે પ્રભુતણું નામ પ્યારૂં!
લલિત લીલા અદલ ઈશની નિરખીને,
ટાળ રે ટાળ તું તિમિર ત્હારૂં! ૧૦

# સરિતા કિનારે

( વસંતતિલકા )

અંધાર આવી વિંટળાઈ ગયું ભૂમિને,
ને ભૂમિએ ઝટ સ્વીકાર કીધો ચૂમીને !
કૈં ભેદ એ ગૂઢ પરસ્પર તો કહે છે,
ત્યાં શાંતિનું રૂપ ધરી સરિતા[1] વહે છે. ૧

એ ભેદ કાંઇ ઉકલાવતી તેજદ્વારા,
સામી ઊભી નિરખતી રહી શુક્રતારા;
અંધાર સાથ સરિતાજળ ભેદી ઊંડું,
ત્યાંથી[2] હસંતી કંઇ મેળવી તત્ત્વ ગૂઢું ! ૨

એને નિહાળતી ઊભી ડૂબી કૈં વિચારે
કો એકલી રમણી ત્યાં સરિતાકિનારે;
ધારી લીધી મનથકી સખી શુક્રતારા,[3]
જાણે કળે કુશળ[4] એ નિજ સ્નેહધારા ![5] ૩

---

૧. નદી. ૨. નદીના પાણીમાં શુક્રતારાનું પ્રતિબિંબ પડેલું હતું
. તે સુંદરીએ પોતાના મનથી શુક્રતારાને પોતાની સખી ધારી
૪. કુશળ એટલા માટે કે એ શુક્રતારાએ અંધાર અને ભૂમિનો
ઃ કળ્યો હતો. ૫. પોતાના હૈયામાં પ્રેમની જે ધારા છે તેને
ે એ શુક્રતારા સમજી લે એમ વિચાર્યું.





જોતી નહીં શમ[1] ધરી સરિતા જ વ્હેતી,
જોતી નહીં તટનીૅ[2] તે મૃદુ[3] ભેટ લેતી
કેૈ ઊછળી હૃદયથી ફૂટતા તરંગ
ભેટે કુદી કુદીૅ ઊંચે સખીૅ શુક્રસંગ !

ના સૂણુતી લહરીૅનું ધીૅમું ગાન કાંઈ,
ના સૂણુતી બબડતાં તમરાં છુપાઈ:
ઊંડા કુદી કુદીૅ ઉરે ધબકાર મારે,
તે સૂણુતી સહુ ગણે, ન ભૂલે લગારે !

મુગ્ધા ઊભી નદીૅતટે પ્રિયવાટ જોતી,
ને શુક્રના શીૅતળ તેજથીૅ ચક્ષુ ધોતી,
ધારે નિશાન સખીૅ શુક્ર કરે જ ક્યારે,
કે પ્રિયને હૃદયદાન દિયે અત્યારે !

ત્યાં અંગુલી ગગનસુંદરીૅએ લગાડી,
કેૈ રમ્ય તેજ દઈને સરિતા જગાડી ![4]
ત્યાં[5] એકલી રમણીૅની પડીૅ ઊંડીૅ છાયા
ઊંડા કંઈ હૃદયભાવ કળે દબાયા[6] !

---

૧. શાંતિ. ૨. કિનારાની. ૩. કોમળ. ૪. જેમ અંધારૂ જાય છે તેમ શુક્રતારાનું તેજ વધતું જતું રમ્ય બને છે. એ તેજ વધુ પડયાનો અહિં ભાવ છે. ૫. નદીના પાણીમાં. ૬. એ હૃદયના કંઇ ઊંડા ભાવ જે દબાઈ ગયલા છે તેને એ ઊંડી છાય




આકાશમાં પ્રગટિયા વળી અન્ય તારા,
ઊંડા ઊંડા નદીજળે ઉતરી જનારા;
એ સર્વને અરજ કાંઇ કરંતી બાલા,
ત્યાં દોરવી સુણવવા પદઘોષ[1] વ્હાલા! ૮

તે આસપાસ વળી જોતી ફરી અધીરી,
ને જોતી રાત્રિ વધતી ઘન[2] ગૂઢ ચીરી,
ને તારલા નિજ સુવર્ણ-સિંહાસને[3] ત્યાં
એકેક તો ઉતરતા પદ શુક્ર દે જ્યાં![4] — ૯

*　　*　　*　　*

(રેખતો)†

"હજી પ્રિય શું નહીં આવે?
હૃદય મુજ શું નહીં લાવે?
રહ્યું મુજ ઉર પ્રિય પાસે,
વિના તે અહિં ન કંઇ ભાસે! ૧૦

---

૧. પગલાંના અવાજ. ૨. વાદળાં. ૩. સોનેરી તખતે.
૪. શુક્ર એ હાલ તારાની મહારાણી છે તે જ્યાં પદ આપે ત્યાં.
† વાટ જોઈ હવે અહિં તે રમણી બોલવા માંડે છે.

નિશા[1] આ ઘોર પણ રમ્ય,[2]
હૃદય મુજ તેજ પણ દમ્ય![3]
નિશાના ઘોર અંધારે
હૃદય છૂપાયું મુજ ક્યાં રે?! ૧૧

ઉપર રહીને મૂંગી ભાષા
ઉચ્ચરતી શુક્ર દે આશા;
હૃદય સરિતાતણું કળીતી,
નહીં મુજ ઉર મોકલતી! ૧૨

પ્રીતિકેરી કનકકૂંચી[4]
રહી મુજ પાસ છે ઊંચી;
હૃદય મુજ જો નહીં આંહિં,
લગાડું કૂંચી હું ક્યાંહિં! ૧૩

પવન! તુજ પીઠપર લઈને,
રૂડા પદઘોષ પ્રિય ગ્રહીને,
કૃપા કરી લાવ અહિં ઝટ તું,
અધીરૂં ધ્યાન જે રટતું![5] ૧૪

૧. રાત. ૨. આ રાત અંધારી ઘોર છે તોપણ તારાને લીધે રમણીક લાગે છે. ૩. સતાવે એવું; દુઃખ દે એવું. ૪ સોનેરી કૂંચી. ૫. વારેવારે નામ દેતું.

નહીં તો શુક્રનો ખાસો
રહ્યો શો આજ દિલાસો!
અને સરિતાકિનારેની
ઊભી કુદરત વિચારે શી?! ૧૫

ધડકતી છાતીની ઠેશે
થડકતાં આંસુઓ વ્હેશે!
ગરમ નિજ પંથને કરશે,
સરિતને અહિં મૂંગાં ભરશે!"[૧]— ૧૬

* * * *

(વસંતતિલકા)

મુગ્ધા ઊભી નદીતટે પ્રિયવાટ જોતી,
ને શુક્રના શીતળ તેજથી ચક્ષુ ધોતી,
ધારે નિશાન સખી શુક્ર કરે જ ક્યારે[૨]—
ને ચક્ષુઓ તટ સિંચે મૂક[૩] આંસુધારે! ૧૭

---

૧. અહિં રમણીની પૂર્ણ અધીરાઈ પ્રદર્શિત થાય છે. ૨. આગળની છઠ્ઠી કડીનાં પ્હેલાં ત્રણ ચરણો અહિં પાછાં મૂક્યાં છે તે રમણીની અડગ સ્થિતિ બતાવે છે. ૩. મૂગી.

એવે ઊભું ત્વરિત પાછળી કાંઇ આવી,—
પ્રેમે ખભે કર સુકોમળ તો દબાવી
ખેંચી જ પાસ લલના મુખ રંગ આણ્યો ;—
માયાળુ પ્રેમી કરસ્પર્શ સહર્ષ જાણ્યો ! ૧૮

મુગ્ધાતણું ઉર મળ્યું દૂરથી પધારી !—
મૂંગી કળે ચતુર[1] ચક્ષુ જ વાત સારી !
ઊંડા કુદી કુદી ઉરે ધબકાર મારે,
તે સૂણતાં ઉભય ત્યાં કંઇ શાંતિ ધારે !— ૧૯

એ ભેદ કાંઇ ઉકલાવતી તેજદ્વારા,
સામી ઊભી નિરખતી જતી શુક્રતારા;[2]
અંધાર સાથ ઉર ચક્ષુ જ ભેદી ઊંડાં,[3]
ત્યાંથી હસંતી ગૂઢ મેળવી તત્ત્વ રૂડાં ! ૨૦

---

૧. ચાર. એમાંજ "રસિકતા" નો અર્થ સમાયો છે. ૨. હવે એ ચાર આંખોની પરસ્પર છૂપી વાતનો તથા હૃદયોના ધબકારાનો ભેદ ઉકલાવતી જોતી જોતી શુક્રતારા અસ્ત થતી હતી. ૩. અંધાર સાથે હવે આંખ અને હૈયામાં ઊંડી ઉતરીને.

# ચંદા સાથે સંદેશો

( ગરબી )*

ધીમે ધીમે કાં તું ચંદા ચાલતી?
 પ્યારી મ્હારી જુએ ત્હારી વાટ જો;
શું તું મુજને ટવળાવે નિહાળતી?
 જીવડો મ્હારો પડતો જાય ઉચાટ જો. ૧

ઊંચે ઊંચે ચંદા ચાલે તું ખરે,
 જોની પ્યારી મુજ રહે પેલી પાર જો!
દિવ્યજનો સાથે નિત્યે ફરતી ફરે;
 મુજ સંદેશો લઈ જઈ કર આભાર જો! ૨

આ સંસારરણે તપતો અથડાઉં હું,
 તે જોઈ ના કરતી ત્યાં કૈં વાત જો!

* "ઓધવજી સંદેશો કહેજો શ્યામને."—એ રાહ.

મુજ પ્યારીનું કોમળ ઉર ન દુખાઉં હું;
પણ તુજ શીતળ શબ્દે કરજે શાંત જો! ૩

ઉઘાડી આંખે મુજ પ્યારી નહિ દીસે,
દૂર ગઈ છે પણ હું જોઉં નૂર જો;
પ્રેમ-અમી રેડયું અંતરકૂપી વિશે,[1]
તે અમૃત છે અમર સદા મુજ ઉર જો! ૪

મેઘધનુષ્યે દેખાતા રંગો ઘણા,
એવો ચિત્રવિચિત્ર નથી મુજ પ્રેમ જો;
મુજ પ્રેમે એવા રંગોની છે મણા,
એક જ શુદ્ધ પવિત્ર સદા છે નેમ જો! ૫

ચંદા! તુજ કિરણપર સ્વાર કરી પ્રીતે,
લઈ જા મુજ પ્રેમોર્મિ[2] પ્યારી પાસ જો,
તે મુજ હૃદય પ્રગટ કરશે રૂડી રીતે,
પ્રેમઝરણપાને દેશે આશ્વાસ[3] જો! ૬

---

૧. હૃદયના કૂવામાં. ૨. પ્રેમના મોજા. ૩. દિલાસો.

# ત્યાગ

(અંજનીગીતની ચાલ)

ઉડ, ચાંદલિયા, ઉડ તું ઊંચે !
જગકંટક આપણને ખૂંચે;
દૂર દૂર જઇ જોઇએ શું છે,
ચલ આપણ ઉડિયે ! ૧

ધૂ ધૂ ધૂ સાગર બહુ ધુરકે,
સમીરના[1] સૂસવાટા સુરકે,—
હવે અહીં[2] એ રહેશે દૂર કે ?
ચલ આપણ ઉડિયે ! ૨

સુંદરતા સઘળી જોવાની,
રસમૂર્ત્તિ બહુ છે મ્હોવાની,
હવે ન ત્યાં વાતો રોવાની !
ચલ આપણ ઉડિયે ! ૩

---

૧. પવનના. ૨. દૂર દૂર આપણે ઉડીશું એટલે "અહીં" કહેતાં "આ પૃથ્વીપર."

પ્રેમસરોવરમાં ત્યાં તરિયે,
રસબસ થઇ મસમસ્ત જ ફરિયે,
ભૂલી બધું પ્રિય ગાન જ કરિયે,
ચલ આપણ ઉડિયે ! ૪

જગમાયાની ખીણ જ લોપી,
ભીતરમાં ભક્તિબીજ રોપી,
દુનિયાને દુનિયા સહુ સોંપી
ચલ આપણ ઉડિયે ! ૫

હૈયાએ હસવાનું લીધું,
પ્રેમતણું પીયૂષ[1] જ પીધું;
હસતાંને હસવા બસ દીધું—
ચલ આપણ ઉડિયે ! ૬

જગ આપણને દોષિત લેખે,†
આપણને પેખે નહિ પેખે,‡

---

૧. અમૃત. † ચંદ્રના બાહ્યસ્વરૂપમાં વધઘટ થતી જોઇ તેને કલંકિત લેખ્યો છે તેનું અત્રે સૂચન છે. ‡ અંતરસ્વરૂપ તો તેનું તેજ છે પણ કોઇ વેળા ચંદ્ર દેખાય છે અને કદી નથી દેખાતો તે.

રે દોષિત નિર્દોષી ન દેખે !§
ચલ આપણ ઉડિયે ! ૭

પણ આપણી આ ધરણીમાતા,
નહિ તેના ગુણ કૈંક ભૂલાતા,
પ્રદક્ષિણા કરિયે ફરી ગાતા,
ચલ આપણ ઉડિયે ! ૮

ઉડતા ઉડતા ગાન જ ગાશું,
વિશ્વસરિતમાં[2] પડી ધસડાશું,
જગને ન્હવડાવીને ન્હાશું !
ચલ આપણ ઉડિયે !—
ચલ આપણ ઉડિયે, ચાંદલિયા, ચલ આપણ ઉડિયે ! ૯

---

§ પણ દુનિયા પોતે જ દોષિત છે તે આપણ નિર્દોષીને જોઇ શકતી નથી. ૨. વિશ્વની નદીમાં.





# ત્યાગમાં રાગ

જગ સહુ જગની વાતો કરશે,
અંધારે આથડશે મરશે,
અજવાળે પણ દીવો ધરશે,—
એ દુનિયા અંધી !
જગની વાતો જગને દેજો,
અંતરમાં આનંદ જ લેજો,
રજનીમાં તારા સમ રહેજો
જોઈ દુનિયા સંધી ! ૧

કોયલડી રસ ઝરતી બોલે,
તારા રસિકહૃદય નિજ ખોલે,
દૂર રહી જગપર રસ ઢોળે—
એ રાગી-ત્યાગી !
કોયલ સહ રસ ઝરતા ઉડજો,
વનવનનો રસધન પ્રિય ઢુંડજો,
તારાશું ઉર ખોલી બૂડજો,
રસતેજે લાગી ! ૨



# મિત્રનું ઉરચિત્ર

( ધ્વનિત )

ફરતી જગની મનમોહન સુંદરતા
નિરખું બહુ સાંઝ સ્હવાર બહાર ફરી:
મધુરાં ફુલડાં નિજ રમ્ય ઉછંગ[1] ભરી
ધરણી અરપે રવિને નભમાં સરતા;

હરખાશ્રુ[2] ભર્યાં સહુ એ ફુલમાં તરતા
બહુ રંગની છાય છૂપી ઉરમાં ચિતરી
રવિ સાંઝ સમે નવલાં ઘનપુષ્પ[3] કરી
અરપે ભૂમિને ભરી રંગ નવા ઝરતા!*—

---

૧. ખોળો. ૨. હરખનાં આંસુ—ઝાકળરૂપી. ૩. વાદળરૂપી ફૂલ.
* એ ઝાકળરૂપી હર્ષાશ્રુભર્યાં ફૂલોમાં જે રંગો તરે છે તેઓની છાયા સૂર્ય છૂપી રીતે પોતાના હૃદયમાં ચીતરે છે અને પછી સાંઝે જતી વખતે પોતે નવાં વાદળરૂપી ફૂલો બનાવી ભૂમિએ સ્હવારે દર્શાવેલા પ્રેમનો ઉત્તર વાળે છે; એ વાદળફૂલોમાં રવિએ ભૂમિએ અર્પેલાં ફૂલોના રંગ ભરવા ઉપરાંત બીજા નવા તાજા રંગો પણ ભરેલા છે.

રજની, નભ, તારક, ચંદ્ર, સમુદ્રતણા
બહુ રંગ વળી ફરતો ફરતો નિરખું;
નહિ એ જગચિત્ર વિશે કંઈ જોઉં મણા;—

તદપિ ઉરચિત્ર મહાન્ તુજ હું પરખું,
જહિં સુંદર મોહક છે પ્રીતિરંગ ઘણા,
પ્રિય મિત્ર! કહે, ક્યમ એ વિણ હું હરખું?

# મૂગી સાંઝ

(રેખતા)

જુઓ મૂગી પડી કેવી
બિચારી સાંઝ શબ[1] જેવી!
જતા આ સૂર્યને જોતી,
રીસાઈ તે પડી રોતી! ૧

રીસે મુખ તો થયું રાતું,[2]
બબડતું ગુમ દેખાતું!
તથાપિ સૂર્ય તે ભાળે,
શીતળ નેણે† વિના વ્હાલે! ૨

જુએ જ્યમ માનવી મરતો,
ધીમી ફીકી નજર ધરતો;
નજર છેલ્લી દીસે કેવી,
જુઓ રવિ ફેંકતો તેવી! ૩

---

૧ મુડદું. ૨ સાંઝે આકાશ પશ્ચિમમાં લાલ દેખાય છે તેનો અહિં ભાવ છે.

† અસ્ત પામતો સૂર્ય કેવળ ઠંડો લાગે છે






વળી મરતાં મનુષ પાસે,
રહેલું શાંત સૌ ભાસે,
ધીમી કંઈ હાય પડી કાને
ડગાવે શાંતિ તે સ્થાને;— ૪

ઘડી આ સૂર્યની છેલ્લી
પડી ત્યમ શાંત સૂતેલી!
પડ્યું સૅમસામ સૌ આંહિં,
સુણાતા સાદ કંઈ માંહિં: ૫

કરે પક્ષી કહીં ચીંચી,
હાય મારે પવન નીચી!
સુણું ઘુઘુવાટ સાગરનો,
શાંતિ કંઈ તોડતો ડરનો[1]. ૬

સ્થિતિ થઇ સાંઝની આ તો,
દગો દઇ પ્રાણુસગો જાતો!
નાખતી સાંઝ નીસાસો,
કરે રવિ તો ઑંજે વાસો! ૭

૧. ડરનો એટલા માટે કે હવે અંધારું આવી કનડશે.




નહીં આર્જવ[1] સુણી કાંઇ,
ગયો રવિ છેતરી બાઇ;
અરે સૂતો સૂવાડે શું?
તિમિરમાં સર્વ પાડે શું? ૮

અહા! કયમ ફેરવે દૃષ્ટિ?
રહી અહિં શ્રેષ્ઠ કર વૃષ્ટિ!†
અરે શણગાર દઇ બહુ તેં
ઉતાર્યો સાંઝનો સહુ શેં? ૯

ગયો અંતે રવિ ચાલી,
કરી થાકી રુદન વ્હાલી;
પછી મૂગી પડી એવી,
બિચારી સાંઝ શબ જેવી! ૧૦

---

૧. અરજી. † (૧) ત્હારાં કિરણની વૃષ્ટિ અહિં શ્રેષ્ઠ રહી: (૨) હજી અહિં રહીને ત્હારી શ્રેષ્ઠ વૃષ્ટિ કર!

# શરત્પ્રભાત

( શિખરિણી )

પ્રતાપી આ પૂર્વે સૂરજ શુભ ઉગ્યો હરખથી,
નિહાળે છે પૃથ્વી ઝડપથકી પ્રેમી નજરથી;
ચઢે છે જો ધીમે નરમ પગથી[1] વાદળતણી,
વળી આસેપાસે નજર નિજ પૂગાડી જ ઘણી. ૧

ચઢે છે ઉમંગે, બહુ બહુ દમામે વળી રહી,
ન્હવાડે સૃષ્ટિને વિમળ નિજ શી રોશનીમહીં!
પશુ પક્ષી પ્રાણી નૂતન[2] બનીને ઉદ્યમથકી,
પડે કામે હોંસે, રવિ સકળ રક્ષે તમથકી![3] ૨

ચઢ્યું પશ્ચિમેથી ઝડપી ઘન[4] એવે ગગનમાં,
પડ્યું તે તૂટીને ઉપરથકી ભૂમિ--શયનમાં![5]
પ્રકાશી આ હર્ષે સૂરજ દીપતો સુંદર હતો,
થયો તેમાં આ શો દિલગીરીતણો ભાસ જ છતો? ૩

૧. પગથિયાં. ૨. તાજું; આળસથી મુક્ત. ૩ અંધારાથી.—એ કામની વેળાએ અંધારૂં—રાત પાછી આવીને નડે નહિ તેમ સૂર્ય પોતાના તેજથી સર્વનું રક્ષણ કરે છે. ૪. વાદળું. ૫. પૃથ્વીના બિછાનામાં.



અરે રે શા માટે શુભ વખતમાં અશ્રુ[1] પડવાં?
હશે શું એ એવાં મધુર રસમાં નિંબ કડવાં?
વિમાસું હું પૂરો, સમજ મુજને કૈં નહિ પડે;
રવિને પૂછ્યાથી ભ્રમટળિત કૈં ઉત્તર જડે? ૪

અહો શાણા ભાનુ! ખુશીમહિં ઉગ્યો તું હસીહસી,
અરે શી એવામાં વિપરીત ઉરે વાત જ વસી?
ઉમંગે રંગે જ્યાં વરવી લીલી લીલા રસવડે,
ઉરે શું આવ્યું કે ગરગર તું અશ્રુ થકી રડે? ૫

સ્થિતિ ત્હારી ભાળી, સ્મરણ કંઇ તો થાય મુજને;—
પતિ-ઘેરે જાતાં પ્રથમ જ તરુણી પરણીને,
ખુશી થાતી હૈરે, રસિક અરધી ચક્ષુ ઝળી,
ભરે આંખે પાણી પિયરજન છોડ્યાથકી વળી! ૬

દ્વિગુણી એવો આ કંઇક નજરે રંગ જ પડે,
તથાપિ ઓ ભાનુ! તુજ મરમનો ભેદ ન જડે!
હશે શું? શા માટે? અરર શિદ?—બોલું સહજ કૈં!
ભલા ભાનુ! એની પરમ મુજને દે સમજ કૈં! ૭

૧ આંસુ.







# પ્રેમચક્ષુ

(ગરબી)*

ઓ પ્યારી અંધારૂં ક્યારે આ જશે?
રે ક્યારે હું જોઇશ તુજ દીદાર જો?
આ મ્હારી અંતરમુઝવણને પ્રેમથી,
તુજ ચક્ષુકીકી જઈ ભેદે ક્યાર જો? ૧

'પૂર પ્રકાશી એ ઝગમગતા તારલા,
નિજ માટે નહિ યોગ્ય ગણી આકાશ જો.
તુજ સુંદર મુખડામહિં આવીને વસ્યા',[1]
ત્યાં કેવા ઝળઝળ દીપે ચોપાસ જો!! ૨

છે એ ચંદ્ર રવિ આંખો આકાશની,
પણ ઉઘડે ઍક ત્યારે બીજી બંધ જો;
પણ તુજ એ નિશદિન તકતકતી આંખડી,
સાથે સરખી દીપતી દે આનંદ જો! ૩

* "ઓધવજી સંદેશો કહેજો શ્યામને"—એ રાહ.
૧. શેકસ્પીઅર.



અંધારી રાતે રસ્તો મુજ કાપતાં,
તુજ આંખોની કરૂં હું પ્યારી યાદ જો;
કે ત્હારા એ બે ઝગમગતા દીપથી[1]
કેવો મળે પ્રકાશ તુરત આબાદ જો ! ૪

જંગલમાં ખીણોમાં કાપું પંથ મુજ,
કે સામો આવી ઊભો રહે પ્હાડ જો,
તોપણ તુજ ચક્ષુતારા[2] એ ભેદીને
આવી કરે મુજ આંખો સાથે લાડ જો ! ૫

'મુજ સહ હસતી પણ આંખે આંસુ ઝરે,
તડકામાં પડતો વરસાદજ જેમ જો !
તુજ હોઠે રમતું હસતું[3] નહિ જાણતું,
કોણ પરોણા આંખ પધાર્યા એમ જો'! † ૬

એહ પરોણા ઉતરી જઇ વાટે પડે !
નિર્મળ તુજ આંખો શીતળ શું થાય જો ?—
એ આંસુથી નાહીને તુજ આંખડી,
મુજ ચક્ષુને પણ ન્હવડાવતી જાય જો ! ૭

૧. દીવાથી. ૨. આંખોરૂપી તારા. ૩. હસવું અત્રે નામ છે—હાસ્ય. † શેક્સપીઅર.





ભડભડ કરતી મુજ હૈયે હોળી બળે,
ત્યાં રેડે ઉપર આંસુ જળધાર જો;
એ જળ તો નહિ આવે હૈયે કામ કૈં,
ઝાળ વધારે એ ત્હારો ઉપચાર જો! ૮

એ ત્હારી આંખો થઈ વેરણ માહરી,
એ ત્હારી આંખે ચોર્યું મુજ ઉર જો;
એ ત્હારી આંખે ચમકાવ્યો મૂજને,
એ ત્હારી આંખે વળી દીધું નૂર જો! ૯

તો આ મ્હારા અંધારા હૃદકુંજમાં,[1]
ક્યાં સુધી ઘુમરાશે મ્હારો પ્રાણ જો?
પ્રેમચક્ષુ તુજ જલદી પ્યારી લાવને!
ખોળી કાઢું મુજ હૈયાની ખાણ જો! ૧૦

૧. હૃદયના કુંજમાં. (હૃદકુંજ = The bower of heart.)



# નિશદિન

( ઇંદ્રવજ્રા )

રાત્રે કરું તુજ વિચાર પ્યારી !
જ્યારે રહે શાંતિ બધે પ્રસારી ;
ચંદ્રા ફીકી બ્હાર ઉદાસ આવે,
એકાંત પ્હાડે ફરવા જણાવે ! ૧

ઘૂ ઘૂ કરી ઘોર સમુદ્ર ગાજે,
કાંઈ બહૂ શોર ઝિંકે અવાજે ;
એને અહીં આ સમજાવવાને,
સામે ઊભા હાજર પ્હાડ જાણે ! ૨

વૃક્ષો ઊભાં છે તપ ઉગ્ર[1] માંડી,
છાયા સૂએ પાછળ કાય પાડી !

૧. ભયંકર, કઠોર.

તારા બધા સ્વપ્ન સમા જણાય,
ને હાય જેવો જ સમીર[1] વાય! ૩

ને દોડતા દૂર ઝરા વિશેથી
આવી ધ્વનિ[2] કૈં અથડે ક્રમેથી,[3]
જાણે પ્રિયા! આ તુજ આત્મકેરા
આવે પ્રતિઉત્તર મંદ ધીરા! ૪

* * *

દિને કરૂં તુજ વિચાર પ્યારી!
જ્યારે મચી રહે જગ ધૂમ ભારી;
ઉદ્યોગીઓ ને સુસ્ત વિરક્ત ટોળાં
વાટે મળે ધાંધલિયાં અબોલાં. ૫

જુવાનીઓના રંગ વિશે રસીલા,
ખાખાખીખીથી હસતા છબીલા;
આનંદી એ પુષ્કળ અટ્ટહાસ,[4]
ત્યારે ન ચાવા કદી મુજ પાસ! ૬

૧. પવન. ૨. અવાજ. ૩. એક પછી એક. ૪. ખડખડાટ હસવું તે.

ઉલ્લાસ ત્હારા મૃદુ[1] શબ્દકેરા
કાને પડે છે પડઘા અનેરા![2]
ને નમ્ર મીઠું સ્મિતહાસ્ય[3] ત્હારૂં
આ આંખ મ્હારી હરીં જોય પ્યારૂં![4] ૭

આનંદી દીસે અહિં સર્વ પાત્ર;
છે એકલું આ મુજ ઉર માત્ર!—
તથાપિ જો તે પણ પ્રિય! નિત્યે
ત્હારાં અરે સ્વપ્ન જ જોય પ્રીતે![5] ૮

૧. કોમળ. ૨. એ ટોળાંઓની ધાંધલ અને ગડબડમાંથી ત્હારા ઉલ્લાસ પણ કોમળ શબ્દના પડઘા જ માત્ર મ્હારે કાને પડે છે. ૩. મલકાતું હસવું તે. ૪. અને એ ખડખડાટ હસવાની અંદર મ્હારી આંખો તો માત્ર ત્હારૂં નમ્ર મીઠું સ્મિતહાસ્ય જ હરીને જોય છે! ૫. તથાપિ એ મ્હારૂં હૈયું પણ એકલું નથી, એની સાથે ત્હારાં સ્વપ્ન સદા જોડાયલાં જ છે!





# તારાઓનું ક્રીડાગાન*

(ગરબી)

પ્રિય ચાલો બંધુ સર્વ, રમવાને ચાલો !
આપણુ તારલડા ખર્વ ! આનંદે મ્હાલો !—

આખા દિન રવિગુરુજીએ તો ગોંધી રાખ્યા ઘેર રે.
હવે ગયા ગુરુજી તો આપણુ રમિયે અહિં રસભેર !-
રમવાને ચાલો ! ૧

વિશાળ આ આકાશી મંડપ શુદ્ધ કરે ગુરુરાજ રે.
એ મંડપની છાંય તળે અહિં ચાલો રમવા કાજ !-
રમવાને ચાલો ! ૨

સંપીને રમિયે આપણુ સૌ, નહિ ગડબડનું નામ રે;
ઠમક ઠમકતા, હસતા હસતા, કરિયે મોજ તમામ !—
રમવાને ચાલો ! ૩

---

* રમતી વખતનું ગીત ; a playsong.





જેવી તેવી રમત આપણી, પણ રમિયે સુખચેન રે;
એહ રમત જોવાને પેલી આવે ચંદાબ્હેન!—
રમવાને ચાલો! ૪

એ બ્હેનીની હાસ્યસુધા[1] તો ઝીલી લઈશું સર્વ રે,
ને એના [illegible]ર[2] ધરી ગાશું બની ગંધર્વ![3]—
રમવાને ચાલો! ૫

[illegible]લી પૃથિવીનાં બાળકડાં થાક્યાં આખો દિન રે,
તે શીતળ મુખડાંજ આપણાં જોઈ રહે બની લીન!—
રમવાને ચાલો! ૬

સ્નેહી જીવન જોઈ આપણાં, બને ન વિસ્મય કેમ રે?
એ સૌને ચક્ષુ[4] ચમકાવી રીઝવિયે ધરી પ્રેમ!—
રમવાને ચાલો! ૭

એ પૃથિવીનાં કૈક બાળુડાં જગથી બને નિરાશ રે,
તેઓનાં ઉરમાં આપણુ કંઈ પરોવિયે નવી આશ!—
રમવાને ચાલો! ૮

૧. હસતી વેળા ઝરતું અમૃત. ૨. કિરણ અથવા હાથ. ૩ સ્વર્ગના ગવૈયા. ૪ આંખ.



ઊંચે રહી આપણ રમિયે તે હૃદય ઉછળતે જોય રે,
ને નિર્દોષ રમત આપણી આ જોઈ જોઈ બહુ મ્હોય !—
રમવાને ચાલો ! ૯

†આપણ તો બનિયે વેપારી, ન્હાના મ્હોટા આજ રે !
ને આ વિશ્વનગરીમાં ફરતા, બનાવિયે સહુ સાજ![1]—
રમવાને ચાલો ! ૧૦

પૃથિવીનું કો કવિબાળક અહિં આવે આપણી પાસ
તેનું ઉર શણગારી દઈયે કરવા વિવિધ વિલાસ !—
રમવાને ચાલો !

એ શણગાર સજી ઉમંગે ગાશે તે કંઇ ગીત રે:
પૃથિવીજનનું એ અમૃત ને એ જ આપણું વિત્ત!![3]—
રમવાને ચાલો ! ૧૨

† ન્હાનાં છોકરાં રમતી વેળા કાંઇ કાંઇ વેશ ધારણ કરે છે તે જ પ્રમાણે તારાઓ અત્રે વેપારીનો વેશ ધારણ કરવાનું કલ્પે છે ! ૧. જૂદા જૂદા શણગારનો માલ. ૨. કવિની કલ્પના ઉડતી ઉડતી તારા પાસે જાય છે એટલે પૃથ્વીનું કવિબાળક અત્રે તારા પાસે આવેલું જણાવ્યું છે. ૩. પૈસા. એ ગીત— એ કાવ્ય— તે પૃથ્વીજનનું અમૃત ગણાશે અને એ જ ગીત આપણે કવિબાળકને આપેલા સાજનું આપણને દામ મળેલું કહેવાશે !

સ્વપ્ન સમો આ સર્વ આપણો વહી જશે વેપાર રે,
કારણ ગુરુજી તો ફરીં આવી રહેશે પૂર્વદ્વાર!—
રમવાને ચાલો! ૧૩

રમો, રમો, બંધુઓ! ત્યારે, કરો વિવિધ અહિં ખેલ રે,
રસ લૂટાયો લૂટી લ્યો સૌ, વહી જશે આ વેળ!—
રમવાને ચાલો! ૧૪

રમતું, ભમતું, ખમતું, નમતું, જગમાં ચાલ્યું જાય રે!
સમય વિચારી સાચવિયે ત્યાં વિષનું અમૃત થાય!—
રમવાને ચાલો! ૧૫

ચલો, ચલો, બંધુઓ! ઝટપટ, દોડો, ગબડો, સર્વ રે!
રસમાં રમતા, લસતા, હસતા, પાળો રસમય પર્વ![1]—
રમવાને ચાલો! ૧૬

૧. તેહેવાર.

# મ્હારી માનિતી મેના

( રેખતો )

અડે કંઇ શોક આવીને,
હૃદય ધ્રૂજી દે હલાવીને,
સુણું ત્યારે સુસ્વર કેના ?
ઓ મ્હારી માનિતી મેના !

પડે ચિત્ત વ્યગ્ર[1] તો જ્યારે,
અમુંઝણ ઘેરતી ત્યારે,
જડે કોણ કાળમાં બેના ?[2]
ઓ મ્હારી માનિતી મેના !

શિરે બહુ કાર્યજંજાળે
અરે જવ જીવ કંટાળે,
ઉતારે ભાર માથેના
તું મ્હારી માનિતી મેના !

૧. અસ્થિર. ૨. ભયના.

પૉડે તન દુઃખથી કાંઇ,
ઝડપથી આવતી ધાઈ,
ઉડાવે દુઃખ સૌ દે'ના[1]
તું મ્હારી માનિતી મેના ! ૪

કયી ભૂમિથકી આવી ?
કહીંથી પ્રેમ પણ લાવી ?
શીખી ક્યાં મીઠડાં વેણાં ?
ઓ મ્હારી માનિતી મેના ! ૫

વસ્યું અમી[2] ક્યાંથકી મુખે ?
ભરે મધુરસ લૂલી લૂખે ;
ધરાઉં ન પાનથી એના,
ઓ મ્હારી માનિતી મેના ! ૬

કયી દેવી છૂપી આવી,
શીખવી દિવ્યગાન ગઇ ભાવિ ?[3]
છૂપા સંદેશ કહે તેના,
તું મ્હારી માનિતી મેના ! ૭

---

૧. દેહના. ૨. અમૃત. ૩. ભવિષ્યનાં.

રૂડાં એ ગાનની લ્હેરે,
ઉરે કંઇ સ્ફૂર્તિઓ પ્રેરે;
ઊડે તર્કો વિવિધ જેના,
ઓ મ્હારી માનિતી મેના !

હૃદય જડ જેહ આ મ્હારૂં,
કરે તન્મય[1] કવિત ત્હારૂં !
સુણે તવ[2] અન્ય સ્વર શેના ?
ઓ મ્હારી માનિતી મેના !

શીખવ તુજ ગાનના મરમો,
વળી ગૂઢ ભેદ ને ભરમો !
કહું જ્યમ ભાવ સર્વેના;
ઓ મ્હારી માનિતી મેના !

મધુર તુજ ગાન સુણવાને,
હૈયા સહ જડ ભિંજાવાને,
ઊડ્યાં છે હામહામેના !
ઓ મ્હારી માનિતી મેના !

૧. તલ્લીન. ૨. ત્યારે.

પરી લાગી મને હાથે,
ભલી રહ્યોં માહરી સાથે
કરાવે લાભ લાખેણુા
તું મ્હારી માનિતી મેના! ૧૨

કહે સંબંધ શો ભારે
રહ્યો ત્હારે અને મ્હારે?
જૂદાં તન આપણું એનાં,
ઓ મ્હારી માનિતી મેના! ૧૩

અરે ઉપકાર બહુ ત્હારા,
થયા મુજપર અખંડધારા!
કદી વાળી શકું રે ના,
ઓ મ્હારી માનિતી મેના! ૧૪

અદલ એંધાણુમાં બાળા!
અરપું આ મુજ કવિતમાળા!
સદા ગા મર્મ ઊંડેના!
ઓ મ્હારી માનિતી મેના! ૧૫

# પ્રેમનું ઘડિયાળ

(ઘટિકા છંદ)*

સાઠ ચપળ ધબકારા હૃદયે ધબધબ કરતા થાય,
ને ઊંડી કંઇ હાય જ મુખથી સાઠ નીકળતી જાય!
એવી એક ઘડીના જેવી સાઠ ઘડી લંબાય,
તોપણ એમ જતાં રજનીદિન એ ન કદી અટકાય! ૧

એવી રીતે હાયધબકમાં માપે છે એ પ્રેમ,
ને એ રાખે સઘળી એમાં ઉત્તમ કંઇ નિજ નેમ!
પ્રેમ પૂરો માપંતાં વચમાં મારે ઠોકા હાથ,
ને તેના કંઇ તીવ્ર અવાજે ચોંકાવે નિજ નાથ! ૨

પ્રેમકરો[1] નિશદિન ફેરવતી, સ્થિતિ દાખે ઉર-બાપ,[2]
ને એ રીતે જગમાં શીખવે પ્રેમતણું શુભ માપ!
પ્રેમ જિવંત જ્વલંત નિરંતર સદા રાખવો હોય,
તો નિજ નાથ હૃદયમાં એના, પ્રેમકૂંચી નિત પ્રાય. ૩

જો એ પ્રેમકૂંચી ન દીધી તો હૃદય અટકશે એમ,
ને આ ધબધબ ઠોકા સર્વે મૂગા પડશે તેમ;
પ્રેમ પરસ્પર સદા વસે છે, એક જ પ્રેમનું ગાન,
ને પ્રેમ જ મેળવવા માટે આપો પ્રેમ જ દાન!

* આ નવીન છંદમાં "ચોપાયા"ના છેલ્લા અક્ષર ગુરૂને બ-
લઘુ મૂકયા છે. ૧. પ્રેમનાં કિરણો; (અથવા ઘડિયાળ સંબંધે કાંટ
૨. હૈયાની આરસી; (ઘડિયાળ સંબંધે ચંદો, Dial).

# અહો કુંવારા ! તમશું રડીશું !!

( ઉપજાતિ )

અહો ઉદાસીન તમે *કુંવારા !
પાડો રડીને શિદ આંસુધારા ?
શો શોક આ શીતળ સ્થાનમાં તો
અડ્યો તમારાં હૃદયે ઉભાતો ? ૧

સૂતી અહીં છે મુજ પ્રાણપ્યારી,
અરે તમે શોર કરો ન ભારી !
આ કર્ણ ઝીલે પ્રીતિગાન પ્યારૂં,
સુણે નહીં તે રડવું તમારૂં ! ૨

મીઠાં જ સ્વપ્નો મુજ પ્યારી જોય,
ત્યાં મંદ લ્હેરી નિજ ચિત્ત પ્રોય !

* પ્રિયા અને પ્રિતમ હજી લગ્નગ્રંથિથી જોડાયાં નથી; પ્રિયા પોતાની ગૃહવાડીના એક કુંવારા આગળ સૂતેલી છે અને ત્યાં પ્રિતમ આવી લાગતાં કુંવારાને સંબોધે છે.

આ દિવ્ય ચક્ષુ પડ્યો બંધ આંહિં,
જુએ તમારૂં રડવું ન કાંઇ ! ૩

શું આ જગત્‌ના વિધિરંગ દેખી,
તમે રડો છો ગૂઢ મર્મ લેખી?–
આ આપ ક્રીડા[1] કરવા સુભાવે,
ધરાજનો શું તમને રડાવે ?!— ૪

કે પ્યારીઉરે મળવા વછૂટી,
આ શું હૃદેથી[2] અમીધાર[3] છૂટી?
છે દ્વાર એ ધારથકી ભિડેલું,
અહીં પ્રિયાનું મુખ છે બિડેલું ! ૫

જુઓ રવિકીર્ણ[4] અહીં ભમે છે,
એ આંસુધારા સહ[5] શાં રમે છે !
એમાં પરોવી કર[6] તો હજુથી,
મૂકે રવિ ઇંદ્રધનુષ્ય[7] ગૂંથી ! ૬

૧. રમત; ખેલ. ૨. હૃદયથી; હૈયામાંથી. ૩. અમૃતની ધારા. ૪. સૂર્યનાં કિરણો. ૫. એ ત્હારાં આંસુની ધારા સાથે. ૬. કિરણ અથવા હાથ. ૭. મેઘધનુષ્ય; વરસાદનું બાણ.

મ્હારી પ્રિયા એ જવ[1] આંસુ ઢાળે,
એ સૂર્ય તે સાથ રમે જ વ્હાલે;
એવો અહીં આ કંઇ રંગ દેખું,
અહો ફુંવારા! તમ ભાગ્ય લેખું! ૭

આ આંસુમાં કાંઇક હર્ષ દીસે!
હવે સુઆશે મુજ ઉર હીસે:[2]
કો દી પ્રિયાપ્રિતમ તો મળીશું,
અહો ફુંવારા! તમશું રડીશું!! ૮

૧. જ્યારે. ૨. હરખાય, રીઝે.

# મ્હારા મિત્રને

( દોહરા )

પ્રેમ વિશે છે પૃથ્વીૅ કે પૃથ્વીૅ વિશે છે પ્રેમ,
તે સમજાય ન મૂજથી, મિત્ર ! હશે એ કેમ ? ૧

પડ્યો પ્રેમનો મેઘ ને વહી પ્રેમની રેલ,
ધસડાતાં ઉર આપણાં કરે તેહમાં ખેલ ![1] ૨

ચમચમ ચમકે વીજળી, ત્યાં મુજ આંખો પ્રોઉં,
ને તેમાં શુદ્ધ આપણી **પ્રેમછબી** હું જોઉં ![2] ૩

ગગડ ગગડ ગાજે ઘણો શીર ઉપર આકાશ,
**પ્રેમસિંહ** શું આપણો ઘુમતો કરે વિલાસ ?[3] ૪

---

૧—૨—3. સરખાવો:—

"Thy voice is on the rolling air;
I hear thee where the waters run;
Thou standest in the rising sun,
And in the setting thou art fair."

Tennyson;

ઉપલા ગૂજરાતી કાવ્યની કલ્પના આનાથી કેવળ સ્વતંત્ર છે, જોકે બન્નેના ભાવનું મૂળ એક જ છે.

પ્રેમસિંહ વિજયે કરે હૃદયવને નિજ રાજ,
ગજું જવા નહિ કોઇનું જ્યાં એનો જ અવાજ! ૫

પ્રેમસિંહ! તું વીર છે, ડર ધરતો ના ઉર;
દિનદિન વિજયી તાહરૂં વધશે દિવ્ય જ નૂર!— ૬

હૃદયમિત્ર! તું પ્રેમની જાણે સઘળી નેમ,
પ્રેમ રાખજે આપણો, ચંદ્ર ચકોર જ જેમ. ૭

ઉતરતી ચઢતી કળા, કે વળી થાય અમાસ,
તોપણ પ્રેમી ચંદ્રની તજે ચકોર ન પ્યાસ! ૮

એ જ પ્રીતની રીત ને એ જ પ્રીતની જીત!
ધન્ય ડુબ્યો જે પ્રીતમાં તેહ જ તર્યો ખચીત! ૯

કુદરતવાડીમાં અમર શોભે પ્રેમગુલાબ,
તે ચૂંટી લઇ દીપવું મૂજ હૃદયની છાબ. ૧૦

સુવાસ એનો લે મધુર, અહો મિત્ર–બુલબૂલ!
એવું અન્ય જડે નહીં રસિક ઉત્તમ ફૂલ! ૧૧

કોમળ હૈડું માહરૂં કમળ સરીખું ચિત્ર,
પ્રેમસરોવરમાં રહે, ખીલવે છે પ્રિય મિત્ર![1] ૧૨

કર[2] ખેંચી લે મિત્ર તો† હૃદય-કમળ મુંઝાય,
મૂગે મુખ જપના કરે મિત્રતણી મનમાંય. ૧૩

ને પાછો નિજ મિત્ર તે આપે દર્શન જ્યાર,
કર તેના મૂકી ગળે હસતું ખીલે ત્યાર! ૧૪

હૃદયમિત્ર! તું રાખજે એવો નિર્મળ પ્રેમ;
હસીહસી ખીલી રહું અદલ-કમળ નહિ કેમ? ૧૫

---

૧. એનો બીજો અર્થ "સૂર્ય" થાય છે. ૨. હાથ અથવા કિરણ. † ૨ નો અર્થઃ જો સૂર્ય પોતાનાં કિરણ ખેંચી લે—અસ્ત થાય તો.

# દમણગંગા

( ધ્વનિત )

બહુ વેળ અહીં તુજ પાસ જ બેસી રહી,
તુજ અંતર સાથ ગુંથ્યું મુજ અંતર મેં;
મુજ ઉર મૂક્યું તરતું તુજ અંદર મેં;
પ્રિય દમણગંગ! તરાવ નચાવ મહીં!

ભરતી ભરતી ભર લાખ તરંગ[1] અહીં
મુજ જીવનરંગતરંગ ભરી મરમે;
વળી ઉતરતી મુજ ખ્યાલ ભર્યા ભરમે
લઇ જૈ કર ખાલી સમુદ્ર વિશે જ વહી!

સરિતા-સજની! તુજ પર્વતતાતથકી
પડી છૂટી સ્વચ્છંદ[2] વહે વનમાં પુરમાં,
કર વાત વિહારતણી તુજ ત્યાં મુજશું,

ભરી રાખું પ્રીતે સહુ તે સુણીને ઉરમાં;
પછી કાવ્યતરંગ ન કેમ ઉભાય નકી
જવ દમણગંગ! સ્વચ્છંદ[2] વહે તુજશું?

૧. મોજા; વિચાર. ૨. સ્વચ્છંદ.

# પ્રેમમંદિર

( ગરબી )

વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ!
મંદિરે પવિત્ર વસે પ્રેમ જો;
વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ.

રજની વધાવે રૂડા ચંદ્રને રે લોલ,
વ્હાલાને વધાવું હુંય તેમ જો;
વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ.

મંદિરે વગાડો સ્નેહઘંટડી રે લોલ,
ઘંટડીની તાને રાખું ધ્યાન જો;
વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ.

ચાલો પૂજીએ પ્રેમદેવને રે લોલ,
એક બની ગાશું ઉરગાન જો;
વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ.

આંસુડાં ઉભાય મ્હારે અંતરે રે લોલ,
વ્હાલા વિના તે ઝીલે કોણ જો ?
વ્હાલા ! પધારો મ્હારે મંદિરે રે લોલ.

કુસુમકળી[1] વેરાય ઉરની રે લોલ,—
વ્હાલા વિના રે ખીલે કોણ જો ?
વ્હાલા ! પધારો મ્હારે મંદિરે રે લોલ.

મંદિરે ચઢાવો અમરફૂલડાં રે લોલ,
ઉરમાં ભરીશ હું સુવાસ જો ;
વ્હાલા ! પધારો મ્હારે મંદિરે રે લોલ.

આવો, ભૂલીને જગવાતડી રે લોલ
હસિયે તે સ્નેહતણું હાસ જો !
વ્હાલા ! પધારો મ્હારે મંદિરે રે લોલ.

---

૧. ફૂલની કળી.

# વસંતદૂત

(ગરબી)

ધન ધન રે ત્હારૂં ગાન! વ્હાલી કોયલડી!
સુણી પામું અદ્‌ભુત જ્ઞાન, એવી શીખ જડી!—

વસંતદૂત[1] બનીને તું તો આવે ગાતી ગીત રે,
તરસ્યાં હૃદયે રેડે જેની અમૃતધાર સપ્રીત!—
વ્હાલી કોયલડી! ૧

દિવ્યલોક[2] સૌ હવે સુધારે તુજ વનઆસન[3] પૂર રે!
વનવન તુજ અભિવંદન[4] ગાયે, હર્ષ ધરીને ઉર!—
વ્હાલી કોયલડી! ૨

આંબામ્હોર ખીલી રૂહે ત્યારે, સુણિયે તુજ સ્વર મિષ્ટ રે;
તુજ આ વાર્ષિક પંથ બતા'વા, છે કોઇ તારક[5] ઇષ્ટ?—
વ્હાલી કોયલડી! ૩

મધુરી કોયલડી! તુજ સાથે પુષ્પવિજય હું ગાઉં રે,
કુંજ વિશેથી પક્ષીનું શુભ ગાન સુણી હરખાઉં!—
વ્હાલી કોયલડી! ૪

---

૧. વસંતનો કાસદ. ૨. Angels. ૩. જંગલની બેઠક. ૪. મુબારકબાદી. ૫. તારો.

છોકરડાં રમતાં તુજ ગીતની નકલે પાડે રીડ[1] રે;
નવલ વસંતસ્વર સુણુવાને, બને બહુ જ અધીર !—
વ્હાલી કોયલડી ! ૫

રહી વસંતઅતિત[2] પછી ઉડે, બંધ કરી તુજ ગાન રે;
અન્ય વસંતવિજય ગાવાને, દોડે બીજે સ્થાન !—
વ્હાલી કોયલડી ! ૬

કુંજ[3] સદા તુજ છે લીલો ને સ્વચ્છ જ તુજ આકાશ રે;
તુજ ગાને નહિ શોક ધુસે કદી, વસે સદા ઉલ્લાસ !—
વ્હાલી કોયલડી ! ૭

ઓ રસિલી કોયલડી ! જો કદી ઉડી શકત મુજ કાય રે,
તો તુજ સાથ રહી હું ચાખત લીલારસ જગમાંય !—
વ્હાલી કોયલડી ! ૮

આનંદી પાંખો સહ આપત જગને વાર્ષિક ભેટ રે !
વસંતના સાથી બની આપણ રહેત અદલ નિત નેટ !—
વ્હાલી કોયલડી ! ૯

૧. ચીસ; બૂમ. ૨. વસંતનો પરોણો. ૩. Bower (માંડવો).

# નવીન વર્ષ

## વિક્રમાદિત્ય સંવત્ ૧૯૫૯

(મહીદીપ)

નવલ વર્ષ નવલ ધવલ સાજ શો સજે છે,
રંગ રાગ સંગ આજ આર્યભેટ લે છે!—
સુખદ લહર પ્રથમ આવી ફ્હેણ શું કહ્યું આ?
ને ગુલાબી હાસ્ય ધારી નભ દીપી રહ્યું આ! ૧

ઊંડી ઘોર રાત્રિમાંહ્ય **વન**[1] જુઓ સુવાડયું,
દુઃખ શોક ફિકર સર્વ ભિતર ઊંડું ગાડયું![2]
ને પ્રભાત આ પવિત્ર ચિત્ર શું ચિતારે,
નવલ **આશ** આસપાસ હાસ્ય વદન ધારે! ૨

---

૧. પચાસ પછીનાં એકાવન, બાવન, પંચાવન, સત્તાવન, અઠ્ઠાવન એ બધાં "વન"નાં વર્ષ ગણાય છે. ૨. દાટયું.

એહ **આશદેવીકેરું** હાસ્ય **હિન્દ** પામો !
એહ દેવીના ઉછંગમાંહ્ય રંગ જામો !
વિમળ વદન સુખદ સદન સહ કળી ચઢાવો !
વાજો ગાજો નવલ રાજ, **હિન્દ**ને ગજાવો ! ૩

સૂર્ય ! ત્યાં પ્રકાશી વેર ખુબ સુવર્ણ ત્હારૂં,
રિદ્ધિ સિદ્ધિ આપી **હિન્દ** ખીલવને અમારૂં !
નવલ વર્ષનો બન્યો તું નવલ પ્રથમ ભાનુ,
નવલ **હિન્દ**ને ગજાવ, અવલ એજ ગાનું !! ૪

**અદલ ઈશ** ! ભક્તિ ત્હારી રંક હિન્દજાયા
કરે નવલ વર્ષ કાજ, હે ત્રિભુવનરાયા !
વિઘ્ન-પાત્ર દૂર ફેંકી, સુખ-અમી પીવાડો !
ઠામઠામ વિજયનામ **હિન્દ**નું ગવાડો ! ૫

# રેંટ—એક સંત

(હરિગીત)

હે રેંટ! ત્હારી માળ ધડીની ફેરવ્યો તું જા અહીં!
સુકૃત્ય ત્હારૂં દેખીને ઉરતાપ જાય ઉડી કહીં!
શી શીતળતા ચોપાસ ત્હારી શ્વાસ ઠારી દે સહૂ!
અહિં રાતદિન તુજ પાસ હરિની આશમાં પ્રેમે રહું! ૧

પેલો ફુંવારો જો અરે! એ સૂચના લઈ તાહરી.
હરિનામમાં નિજ કેવી મૌક્તિકસેર[1] ફેરવતો નરી!
નિજ હૃદયથી મૂગી વિમળ ઊંચે સ્તુતિ શી મોકલે!
તો શું હું માનવ થઈ અરે જડતા નહીં મ્હારી ટળે? ૨

તું તો ખરો કો સંત સૃષ્ટિમાંહિં લાગે છે મને,
તુજ હૃદયકૂપથી[2] નીકળે ભક્તિઅમી[3] રે નિશદિને!
પ્રત્યેક તુજ દાણો ઘડીનો જેમ સરતો જાય છે,
ત્યમ મુખથી હરિનામનું અમૃત તુરત ઢલવાય છે!! ૩

એ સર્વ અમૃત સાથ ધસતું જઈ મધુરા રાગમાં,
સિંચે જ મુક્તિછોડ તુજ ભવસદ્‌ગુણોના બાગમાં!

---

૧. મોતીની સેર—માળા. ફુંવારો ઉડે છે તેની ધારનો દેખાવ અહિં ભજન કરવાની મોતીમાળા રૂપે કલ્પ્યો છે. ૨. અંતઃકરણના કૂવામાંથી. ૩. ભક્તિનું અમૃત.

એ છોડ ઉધરી આપતો ફળફૂલ શાં સોહામણાં !
સુસ્વાદ ને સુવાસથી મોહી જગત્ લે ભામણાં ![1] ૪

કેવો અરે તુજ ભક્તિનો બદલો તને દે ઈશ આ !
એ ભક્તિરીત હું શીખવા તુજ પાસ રહું દિનનિશ હા !
તુજ ભક્તિની કંઇ શીતળ લહરી આવી મુજને આથડે,
ઉતારવા ઉરમાંહિં તેને શ્વાસ મુજ ભેટી પડે ! ૫

તું તો ખરો રે સંત સૃષ્ટિમાંહિં લાગે છે મને,
હે રેંટ ! ત્હારી ભક્તિ અંધો માનવી શું નહિ ભણે ?
રે અંધ માનવ તૂજને જડ જાણીને નહિ ઝાંખતો,
પણ બુદ્ધિ જડની ગ્રહી નિજ જડતા ન ટાળી નાખતો ! ૬

હે રેંટ! મેં તો આજથી ગુરુ તૂજને મ્હારો કીધો,
અપકારી માનવિએ ભલે તુજ બોધ લીધો ના લીધો !
મુજ હૃદયપરનાં પડ ઉખેડી તેજ કંઇ દેખાડ તું !
હરિનામની મુજ શ્વાસમાળા ફરતી ઉર રમાડ તું ! ૭

તુજ પાસ અહિં દિનરાત બેશી કવિતમાળા ફેરવું !
હરિગીત ગાતો, શીત થાતો, તૂજશું મન હેરવું !
હે રેંટ ! તુજ ઉપકાર આ માનું અદલ શુભ રીતથી,
મુજ ધ્રૂજતા ને મંદ ધ્વનિ અરપું તને અહિં પ્રીતથી ! ૮

૧. ઓવારણાં.

# તારા

( ચોપાઇ )

માડી ! જો આ તારા પડ્યા,
ચમકંતા આકાશે જડ્યા !
મુજને તો એ તારા ગમે,
ગગન વિશે ભમતા કંઇ રમે ! ૧

આવે છે દૂર ધરથી બહૂ,
ચાલે મૂગા મૂગા સહૂ ;
હસતા હસતા વાટે જાય,
ચંદાના અમીઝરણે ન્હાય ! ૨

સૂરજથી સંતાતા ફરે,
નદીજળે ઊંડા ઉતરે !
કદી કદી કંઇ યાદ જ પડે,
રૂપેરી ધારે જો રડે ! ૩

સુણે પવનનું ધીમું ગાન,
તેમાં સર્વ બને ગુલતાન!
જો એ કેવા ઊભા રહે!
મુજને પણ એ સુણવા કહે! ૪

દિવસે ક્યાં એ ચાલી જશે?
શું એ તારા સૂતા હશે?
જોની એ ચમકાવે આંખ!
ઉડી મળું હતે જો પાંખ! ૫

માડી! આપ મને તું ઊડી,
સારા સારા તારા ચૂંટી!
એના હુંય લખોટા કરૂં!
બ્હેની સાથે રમતો ફરૂં!! ૬

# સમુદ્ર, આકાશ અને હૈયું

( ચોપાયા )

સમુદ્ર પાસે છે નિજ મોતી, રંગ ધરંતાં ન્યારા,
ને આકાશતણી પાસે છે ઝગમગતા નિજ તારા;
પણ આ મ્હારા હૈયા પાસે,– મ્હારા હૈયા પાસે,–
મ્હારા હૈયા પાસે તેનો પ્રેમ જ છે વિલાસે ! ૧

સમુદ્ર ને આકાશ ખરે એ છે બન્ને તો મ્હોટાં,
તોપણ એથી અધિકું મ્હોટું છે હૈયું મુજ જોતાં;
ને સૌ તેજભર્યાં મોતીઓ ને તારાઓ કરતાં,
વધુ સુંદર મુજ પ્રેમ પ્રકાશે, ઝળહળ જ્યોતિ ધરતાં ! ૨

તો હે મ્હારી રમણી પ્યારી ! ખીલતી યૌવન-ક્યારી !
આ મ્હારા મ્હોટા હૈયામાં આવી રહે પધારી !
સમુદ્ર ને આકાશ તથા આ, જોની ! હૈયું મ્હારૂં,
એ સૌ પ્રેમથકી પીગળે છે, અદલ વધુ શું વિચારૂં ! * ૩

---

* એક જરમન કાવ્યમાંથી રૂપાંતર છે.

# મેં દીઠી તુંને

( મોહક છંદ )

મેં દીઠી તુંને, બાગે ફરતી, હસતી રમતી કાલ,
મેં દીઠી તુંને, ફૂલો સાથે કેવી કરતી વ્હાલ !
મેં દીઠી તુંને, કોમળ પગલે પસવારંતી ચાર ;
રે શા માટે તું મ્હારાપર નહિ ઝાંખી જોય લગાર ? ૧

મેં દીઠું કેવું, તુજ હાથોમાં ગરદન નાખી હેઠ,
શા ગાલો રંગી, ગુલાબફૂલ તો દીપતું ખીલતું ઠેઠ !
મેં દીઠું કેવું, તુજ મુખ આગળ કરતું લાડ સચોટ ![1]
રે શા માટે તો હું ખીલી નહિ ચૂમું ત્હારા હોઠ ?— ૨

*

મેં સૂણી તુંને, પાછળ ફરીને ટુચકી ફોડતી હાથ,
મેં સૂણી તુંને, તુજ મોતીને[2] હાકલતી નિજ સાથ ;
મેં સૂણી તુંને, તેપર વ્હાલે વેરતી શબ્દ અમોલ !
રે શા માટે તું મ્હારી સાથે બોલે નહિ એક બોલ ? ૩

૧ આબાદ. ફૂલને સૂંઘતી વેળા તે હોઠને સ્વાભાવિક અડકે છે.
૨. "મોતી" એ કૂતરાનું નામ છે.

મેં દીઠો કેવો, તુજ હાથોનો લેતો કોમળ સ્પર્શ !
મેં દીઠો કેવો, પૂછ હિલવતો, જોતો તને સહર્ષ !
મેં દીઠો કેવો, ચાટંતો કર,[1] લપલપ રસના[2] સાથ !
રે શા માટે તો આંખે દાબી ચૂમું નહિ તુજ હાથ ?– ૪

*

મેં પેખી તુંને, તુજ હાથે લઇ છત્રી ધરતી શીર,
મેં પેખી તુંને, મૂકતી તેને ત્હારે ખભે રુચિર ![3]
મેં પેખી તુંને, વ્હાલે તે લઇ, ફેરવતી શી તત્ર ![4]
રે શા માટે તું મુજને કર દઇ કરે ન ત્હારું છત્ર ? ૫

મેં દીઠી કેવી, ત્હારા કરમાં ફરતી દઇ નિજ હસ્ત ![5]
મેં દીઠી કેવી, ફરતી તેને ફાલીફૂલી મસ્ત ![6]
મેં દીઠી કેવી, ખભે મૂકી કર, ફરતી તેને ત્યાંય !
રે શા માટે તો મ્હારા હાથ જ તુજશું નહિ જોડાય ? ૬

---

૧. હાથ. ૨. જીભ. ૩. સુંદર. ૪. ત્યાં. ૫. હાથો; દાંડો. ૬. (છત્રી ધરીને ઉઘાડીએ એટલે તે ફૂલી જાય છે.) હવે એ છત્રી ત્હારા હાથમાં પોતાનો હાથ (હાથો) આપી ફરેછે એટલે હર્ષ અને ગર્વથી મસ્ત થઇ ફાલીફૂલી જાય જ તો !

# બીજની ચંદા

( ગરબી ) *

ચંદા પ્યારી ! ક્યાં વ્હેલી એકલડો મૂકી જાય તું ?
પ્રીતિ-ક્યારી સ્હેજ ખિલાવી એમ વિમુખ શું થાય તું?—

હજી મળિયાને થઈ વાર જરા,
નથી કાઢયા મેં પૂરા ઉભરા,
તું ચાલી તેટલે પ્રીતિકરા !—ચંદા પ્યારી ! ૧

તુજ દર્શનનો હું તો પ્યાસો,
લોભાવી તેં દીધો ફાંસો,
તું ખેલ મચાવી ગઇ ખાસો !—ચંદા પ્યારી ! ૨

ચંદા તુજ બાણ બહૂ કારી,
શીતળ પણ આવી અડયું ભારી,
મુજ હૃદય વિંધ્યું તાકી મારી !—ચંદા પ્યારી ! ૩

* "સુણ સાહેલી, ઇશ્વરકેરી માયા..."—એ રાહ.

તુજ ઉપમા દે છે પ્રમદાને,[૧]
પણ તું તો ખુદ મુજ ચંદા છે!
રે તુજ વિણ રસ સૌ મંદા છે!—ચંદા પ્યારી! ૪

જો ચક્રવાકી નિજ ઉર હારે,
રવિ આખો દિન નિત રૂહે પ્યારે;
તું તો પ્રિય જલદી જવા ધારે!—ચંદા પ્યારી! ૫

આ તારા જોઈ મને હસશે,
મુજ પ્રીતિતણી ઠઠ્ઠા કરશે!
તે મુજ જીવ કયમ સાંખી શકશે?—ચંદા પ્યારી! ૬

અંધારૂં આવી મને અડશે,
હૃદયે ઘેરો તેનો પડશે,
રે કોણ તેની સાથે લડશે?—ચંદા પ્યારી! ૭

જગમાં શું છે એવીજ પ્રીતિ?
શું પ્રીતિની એવીજ રીત?
શું ટવળાવે હૈયું જીતી?—ચંદા પ્યારી! ૮

૧. ફલાણી સુંદરીનું મુખ ચંદ્રમા જેવું છે એમ લેખકો ઉપમા આપે છે.

મુજ આંખથકી ધ્રુજતાં ખરતાં,
જે આંસુ ધીમાં પડતાં ડરતાં,
તુજ મુખડો જોઈ ઝલક ધરતાં!—ચંદા પ્યારી! ૯

શું પ્રેમ પ્રેમને નહિ જાણે?
શું પુષ્પ સુગંધી નહિ માણે?[1]
શું આપ આપ વિંધે બાણે?—ચંદા પ્યારી! ૧૦

ચંદા તું અંતે જાય ખરે!
પણ કાલે મળજે વ્હેલો અરે!
તુજ વિના ચકોર અદલ શું ઠરે?!—ચંદા પ્યારી! ૧૧

૧. અનુભવે; ભોગવે.

# પ્રભાતશુક્રને

( વસંતતિલકા )

હે યૌવના ગગનસુંદરી શુક્રતારા !
આ પૂર્વમાં ઝળકતી ઉગતી સુબાળા !
તું બાળકી મુજ સ્વદેશતણી રૂપાળી,
શી સ્થિર તૂજ નજરે રહી છે નિહાળી ! ૧

તું શી ઊભી રહી અહિં અતિ પ્રેમ રાખી
આ હિન્દના હૃદય ઉપર ડોક નાખી !
દીસે વિરામ બહુ પામતી તું રસીલી,
આનંદમાંહિં દીપતી અતિ તું છબીલી. ૨

કે એમ શું ચળકતી તુજને સુતાલે
ટીલી સમી નિરખું હિન્દતણે કપાળે ?
કે હિન્દને શિર સુશોભિત એમ થાપી
આ તું દીપે મુગટ જેવી પૂરી પ્રતાપી ? ૩

આકાશનાં ઉઘડતાં ભવ્યદ્વારમાં શી
કો મુગ્ધ સુંદરીશું આવી ઊભે તું ખાસી!
હા, જાણું ક્હેણ કંઇ મીઠડલાં તું લાવે,
જે ઊઠતી જગતચક્ષુ ભરે[1] પ્રભાવે! ૪

તું તો પ્રભાતતણી દૂતી પવિત્ર શી છે,
આવી પ્રભાકરતણી[2] પધરામણી ક્હે!
આકાશદેવી શરમાઈજ થાય રાતી,
ને તું પછી ખસી જઈજ વિલુપ્ત[3] થાતી! ૫

હા, તેમ ક્યાર પ્રિય તે જયભાનુ[4] આવી
તેજપ્રવાહમહિં હિન્દ દિયે ડૂબાવી?
આકાશશું નવીન રંગજ હિન્દ ધારે,—
હે શુક્ર! એવી અમને સુવધાઈ ભારે! ૬

તું થા રૂડો ભરતનો શણગાર પ્યારો,
દીપાવ પ્રિય મુજ હિન્દતણો કિનારો,

૧. "ભરે" નો કર્તા "જે" છે—"જગતચક્ષુ" નહિ. ૨ સૂર્યની.
૩. અલોપ; અદૃશ્ય. ૪. ફતેહનો સૂર્ય.

શોભાવ તું સરસ હિન્દધ્વજા[1] ધરાએ,
અંકાવ આબ મુખ હિન્દતણું સહાયે ! ૭

ત્હારૂં દરેક સ્મિતહાસ્ય ખિલાવશે જો !
ત્હારાં કરો[2] નવીન તેજ જમાવશે જો !
ત્હારૂં અમીઝરણ શીતળ શાંતિ દેશે !
ત્હારાંજ ગૂઢ કવિતો સહુ કાર્ય કહેશે ! ૮

કેવી હતી જ ખુબસૂરત તૂજ જેવી,
તે હિન્દ પીડિત દીસે પીળી આજ કેવી?!
તું પાછું આપ શુભ નૂર સુહિન્દમુખે,
તો દીપશે અસલ જેવીજ હિન્દ સુખે. ૯

આશીષ હું ઉરથકી દઉં પૂર પ્રીતે,
થાઓ તમો ઉભયના[3] જયનાદ નિત્યે !
ક્યારે પ્રભુ અદલ તે દિનમોજ ચાખું ?—
હું દૂરથી કંઇક આજ ભવિષ્ય ઝાંખું ! ૧૦

---

૧. હિન્દનો વાવટો. ૨. કિરણો. ૩. બન્નેના.

# સમુદ્રકાંઠે

(ઇંદ્રવજ્રા)

શી શાંત ને સુંદર સાંઝ આજે!
રૂપેરી ચંદા પણ જોઇ લાજે!
નિવૃત્તિ–આજ્ઞા[1] સહુ ઠામ પૂગી!
ને આ ઊભી કુદ્રત સર્વ મૂગી! ૧

કેવો દીસે શાંત પવિત્ર કાળ!
સૂતું[2] રડીને જ્યમ શાંત બાળ!
કે જેમ કો સાધુ ધરી સમાધી,
એવો દીસે શાંત જ શ્વાસ બાંધી! ૨

ધીમે ધીમે ઉતરતો જ હેઠે
પ્હોળો થતો સૂર્ય સુવર્ણ પેઠે
શોભા ધરી, ઉર **અનંતતાને**[3]
નિવૃત્તિમાં જાય સમાઇ જાણે!* ૩

વિશાળ સિંધુ પર ઉતરીને,
શી સૌમ્યતા[4] આ નભની[5] ઠરી છે!

---

૧. શાંતિદેવીની આજ્ઞા. ૨. અહિં 'દીસે' અધ્યાહાર છે. ૩. નિત્યતા; Eternity. * "પ્હોળો થતો સૂર્ય સુવર્ણ પેઠે શોભા ધરી ધીમે ધીમે હેઠે ઉતરતો જ અનંતતાને ઉર (અનંતતાના ઉરમાં) નિવૃત્તિમાં જાણે સમાઈ જાય (છે)" એમ અન્વય છે. નિવૃત્તિ=શાંતિ. ૪. નરમાશ; શાંતવૃત્તિ; સાલસાઇ. ૫. આકાશની.

હા! ગુપ્ત કો સાંકળથી ધરીને,
બાંધી લઈ શાંતિ બધે ભરી છે! ૪

ઐશ્વર્ય ત્યાં જાગૃત છે પ્રતાપી,
સર્વત્ર ભાળે સમતા જ વ્યાપી;
સૂણો! કરે નિત્ય[1] ગતિથી છાનો
મ્હાગર્જનાશું ધ્વનિ તે સદાનો! ૫

હે પુત્રી મ્હારી! મુજ સાથ વ્હાલે
આ સર્વ ભેદો સુણતી તું ચાલે;
શું છે તને જો જગવે[2] ન રૂડા
ગંભીર ને પુણ્ય વિચાર ઊંડા! ૬

તેથી અરે પ્રકૃતિ તૂજ કાંઇ
ઓછી નથી દિવ્ય પવિત્ર થાઈ!
તું તો હરિના હૃદયે રહી છે,
જો પ્રેમથી નિત્ય તને ગ્રહી છે! ૭

રે આત્મના મંદિરમાંહિં ત્હારા
તું પ્રાર્થના નિત્ય કરે જ બાલા,
જ્યાં છે સદા ઇશ્વર સાથ ત્હારી,
ના જાણિયે આપણ, પુત્રી મ્હારી!* ૮

---

૧. હમેશાની. Eternal. ૨. જગાડે. * વર્ડસ્વર્થ ઉપરથી મિશ્ર.

# સૃષ્ટિનું દિવ્ય શાસ્ત્ર

( ઇંદ્રવજ્રા )

જે ચંદ્રિકા[1] સાથ ઉષા[2] મળીને,
અન્યોન્યનાં અંતર ભેળવીને,
શો રંગ આકાશ વિશે મચાવે!
તો હે પ્રિયે! શું ન તનેજ ભાવે? ૧

સંધ્યાતણું રંગીન મુખ ચૂમી,
જો શુક્રતારા નભમાં[3] ઝઝૂમી,
શાં પ્રેમતેજે હૃદયો ડુબાવે![4]
તો હે પ્રિયે! શું ન તનેજ ભાવે? ૨

---

૧. ચાંદની; ચાંદરણું. ૨. મળસકું. ૩. આકાશમાં. ૪. સૂર્યાસ્ત થયા પછી આકાશમાં પશ્ચિમ દિશાએ જે રાતો દેખાવ થાય છે તે સંધ્યાનું રંગીન મુખ; એ મુખને શુક્રતારા જે પ્હેલી પ્રગટે છે તે તલપીને ચૂમે છે અને બન્નેનાં હૃદયોને તે વેળા દેખાતા પ્રેમરૂપી તેજમાં ડુબાવે છે.

કેવી રહે છે વિંટળાઈ સ્નેહે
આકાશગંગા[૧] નભને સુદેહે,
ને પ્રેમનાં શાં ઝરણો ચલાવે!
તો હે પ્રિયે! શું ન તનેજ ભાવે? ૩

અસ્તોદયે સૂર્યકરો[૨] લપેટે[૩]
લંબાઈ જો વાદળનેજ ભેટે,[૪]
ને પ્રેમસ્થંભો તહિં શા ઉઠાવે![૫]
તો હે પ્રિયે! શું ન તનેજ ભાવે? ૪

આ જો હવા તન્મય[૬] તો બનીને,
ચોપાસ કેવી વળગી ભૂમિને,
શો પ્રીતિનો શ્વાસ બધે જમાવે![૭]
તો હે પ્રિયે! શું ન તનેજ ભાવે? ૫

---

૧. રાતે ગગનમાં દેખાતો સફેદ પાટો. ૨. સૂર્યનાં કિરણ અથવા હાથ. ૩. લપેટાએ, જરીકસબના વસ્ત્રે. ૪. સૂર્યના અસ્ત તેમજ ઉદય વેળાએ વાદળમાંથી તેનાં કિરણો લાંબાં ને લાંબાં અર્ધગોળાકારમાં ફૂટે છે તે દેખાવ છે. ૫. એ પૃથક્ પૃથક્ દેખાતાં લાંબાં ને લાંબાં કિરણો તેજના સ્થંભો જેવાં જણાય છે તે સ્થંભોને અહિં પ્રેમના સ્થંભો કલ્પ્યા છે. ૬. તલ્લીન. ૭. જે હવા આપણી પૃથ્વીની આસપાસ વળગી રહી છે તેનો પ્રીતિમય શ્વાસ જ ઠામઠામ ફેલાઇ રહ્યો છે.

જો વાદળાં આ બહુ બંગ[1] દોડે,
અન્યોન્ય કેવાં રમી ઉર જોડે,
ને પ્રેમના શા ઝબુકા બતાવે ![2]
તો હે પ્રિયે ! શું ન તનેજ ભાવે ? ૬

આ સૃષ્ટિલીલા સઘળેજ એવી
હું જોઉં છું, એ મુજ ઉરદેવી !
એ સૂક્ષ્મ લીલા જગને ટકાવે ![3]
તો હે પ્રિયે ! શું ન તનેજ ભાવે ? ૭

છે દિવ્ય એ શાસ્ત્રજ સૃષ્ટિકેરૂં !
ના ઈશનું સાધન કો અનેરૂં ![4]
એ પ્રેમ મ્હારૂં ઉર જો વસાવે,
તો હે પ્રિયે ! શું ન તનેજ ભાવે ? ૮

૧. રીત; તરેહ. ૨. વાદળાંના ઘસારાથી વીજળી થાય છે; એ વીજળીને વાદળાં રમીને પોતાનાં અંતઃકરણ અન્યોન્ય જોડે છે તેના પ્રેમના ઝબુકારૂપ અહિં કલ્પી છે. ૩. એ પ્રેમની લીલા અતિ સૂક્ષ્મ છે અને એ લીલાથીજ આખું જગત્ ટકેલું છે. ૪. આ સૃષ્ટિને ચલાવવાનું ઇશ્વરનું સાધન પ્રેમ વિના બીજું કોઇ નથી !

# એક માતાનું સ્વપ્ન

(રેખતા)

‘તજી હું માતને પ્યારી
ગઈ ક્યાં બાળકી મ્હારી?
ફરી મુજ છાતીથી છૂટી
લીધી ફૂલશું ઇશે ચૂંટી! ૧

અહો પ્રભુ! શું તને ભાવ્યું,
હૃદય મુજ એમ સળગાવ્યું?
હર્યું પ્રિય બાળસુખ મ્હારૂં,
રડી રડી દિન ગુજારૂં. ૨

ગયો રવિ પણ ફરી મળશે,
જગતઅંધાર પણ ટળશે;—
ફરી મુજ બાળ ક્યાં જોઉં?
ન હું અંધાર મુજ ખોઉં!’ ૩

(ઉપ-વસંતતિલકા)

રડી રડી હું દિન એમ કાઢું,
વધે વધારે મુજ દુઃખ ગાઢું;
બોલી પડું: "ઓ મુજ વ્હાલી બાળા!"—
ને આંખથી વહી રહે તહિં આંસુધારા. ૪

રે એમ રાતે દુઃખમાં ડૂબેલી
શય્યા[1] વિશે હું રડતી પડેલી
સૂઈ ગઈ આંસુથી આંખ ધોતી,
બારી વિશેથી શશિને[2] સ્થિર જોતી જોતી. ૫

અને દીઠું મેં કંઇ સ્વપ્ન ત્યાંહિં,
કોરાઈ તે તો રહ્યું ઉરમાંહિં;
દેખાવ તે હું ન ભૂલી શકું એ!
ના જોઉં બાળકી ફરી મુજ વ્હાલી શું એ?!—૬

(રેખતા)†

ગગન તારકમણીજડિયું[3]
સુહાતું દૃષ્ટિએ પડિયું,

૧. બિછાનું. ૨. ચંદ્રને. † અહિંથી હવે તે સ્વપ્નનું
વ ન કરવા માંડે છે. ૩. તારારૂપી મણીથી જડેલું.

રૂડા શણગારભરી એવી
પધારી ભૂ[1] રજનીદેવી. ૭

ઊભી સરિતાતટે[2] જાણે
સ્મરૂં મુજ બાળ તે ટાણે;
જળે જોઉં, નભે[3] જોઉં,—
ન બાળા દેખીને રોઉં. ૮

પછી આકાશમાં સરતું
દીઠું શશિનાવ[4] મેં તરતું,
નિરખી મહિં સુંદરી, જેવી
જણાતી સ્વર્ગની દેવી. ૯

દીઠું તેજસ્વી મુખ હસતું,
જહીં અમૃત સદા વસતું;
રજતકસબી[5] વળી વાળ
દીઠા દીપાવતા ભાળ. ૧૦

૧. પૃથ્વી ઉપર. ૨. નદી કિનારે. ૩. આકાશમાં. ૪. ચંદ્રની હોડી. ૫. રૂપેરી કસબવાળા; (ચંદ્રના રૂપેરી કિરણનો અહિં ધ્વનિ છે).

હતો હાથે વળી અખંડ
ધરેલો જ્યોતિનો[1] દંડઃ[2]—
મધુર એ રૂપપર મોહી
હૃદય આશે[3] રહ્યું જોઈ.— ૧૧

(દોહરા)

સ્વર ત્યાં મધુરો ગાનમય આવી પડયો મુજ કાનઃ
"અભાગણી માતા અહો! ધર તું મુજમાં ધ્યાન! ૧૨

આવ, તને તુજ બાળકી દેખાડું હું આજ,
તજી દે સર્વ વિલાપ તુજ, ઉલટું બગડે કાજ! ૧૩

પેલો તેજપટો પડયો નદીજળપર મુજ જેહ,
તેપર ચાલી આવ તું, નવ ધર કંઇ સંદેહ!" ૧૪

એમ કહીને દેવીએ વીંઝયો જ્યોતિર્દંડ,—
ને નદીજળપર મેં દીઠો તેજપટો જ અખંડ! ૧૫

તેપર અરધી નીંદમાં[4] ચાલી રાખી ભાવ,[5]
કર ધરી ઉંચકી દેવીએ બેસાડી નિજ નાવ! ૧૬

---

૧. તેજનો; પ્રકાશનો. ૨. લાકડી. (Mace; Sceptre). ૩. સ્વર્ગની દેવી બાળકીની કાંઇ ભાળ આપશે તે આશે. ૪. પેલા તેજદંડની અસરથી અરધી જાગતી ને અરધી ઊંઘતી. ૫. વિશ્વાસ.

(રેખતો)

અને પછી નાવડું ચાલ્યું,
સરતું આકાશમાં ભાળ્યું;
લહરી વાતી સુવાસભરી,
હૃદય-આશા અધીર કરી. ૧૭

નીચે પૃથ્વી રહી ગઇ, ને
મને એ નાવડું લઇને
ઝપાટે ચાલ્યું આકાશે;
જતી હું જોતી ચોપાસે. ૧૮

પછી તારાની વચમાં રે
જતું મુજ નાવડું જ્યારે,
કમળમુખ દેવી ત્યાં ખોલી
મધુર ધ્વનિએ પ્રીતે બોલીઃ— ૧૯

"અધીર નારી! તને આ જે
જણાતા સર્વ તારા તે

ગણે તું તેજના ભારા,
તદપિ છે વિશ્વના ક્યારા ! ૨૦

ધરા[1] ભરી છે અકથ[2] પાપે,
હજારો દુઃખ ત્યાં વ્યાપે,
મહા એ દુઃખજ્વાળાથી
ઉગારૂં બાળ કૈંક મથી ! ૨૧

અને આ તારલારૂપ
દીપે ક્યારા મુજ અનૂપ,
મૂકું ત્યાં બાળ રમવા રે
સહૂ જૂદે જૂદે ક્યારે ! ૨૨

જગત્ અજ્ઞાનમાં ડૂલ્યું
વૃથા[1] રૂદન કરે ભૂલ્યું,
નડે અહિં બાળને સૌ તે,—
અધીર નારી ! તું જો પોતે !" ૨૩

પૃથ્વી.     ૨. કહી ન શકાય એવાં.

( વસંતતિલકા )

એવું કહી ફરી વીંઝ્યો નિજ તેજદંડ,
ને ત્યાં પ્રભા[2] ઝળહળી રહી શી અખંડ!
ને નાવ જેમ વધતું, સહુ જોતી તારા,
જે શોભતા સહુ દીઠા દિવ્ય વિશ્વક્યારા! ૨૪

દીઠાં અસંખ્ય રમતાં કંઇ બાળ ત્યાં રે
આનંદમાં કરી રહ્યાં મધુગાન ક્યારે,—
ક્યારા સહૂ દીપી રહ્યા વિધવિધ રંગે,
ને નાચતાં સકળ બાળક ત્યાં ઉમંગે. ૨૫

ક્યારા અસંખ્ય કંઇ એમ કીધા પસાર,
તોયે ન દીઠી મુજ બાળકી તેહ ઠાર;—
દીઠો પછી દૂર પડ્યો તહિં એક ક્યારો
તોફાન રેલમહિં ડૂબી ગયેલ સારો! ૨૬

ત્યાં આવતી પછી દીઠી મુજ બાળકીને
તે રેલમાંહિં ધસડાતી જ મુખ દીને;[3]—

૧. ફોકટનું; નકામું. ૨. તેજ; રોશની. ૩. લાચાર મુખે.

આનંદ તો સકળ બાળકમાં દીઠો ત્યાં,[૧]
ને મૂજ બાળકીતણી ક્યમ આ દશા ધ્યાં? ૨૭

(રેખતો)

હૃદયનો ભાગવા ભેદ
વદી બાળા ધરી ખેદ:
"અહો મુજ માત! શું જુએ?
કરે હજી શોક તું શું એ? ૨૮

સહૂ તુજ હાય અહિં આવી
મૂકે તોફાન ઘૂમાવી,
અને તુજ આંસુની રેલે
જઉં ઘસડાતી આ ઠેલે![૨]"— ૨૯

સુણી એ બાળકીમુખે
કૂદી હું ભેટવા દુઃખે,[૩]—

૧. પેલા જે બધા આગલા ક્યારા (તારા) પસાર થઇ ગયા ત્માં. ૨. હડસેલાએ. ૩. આ તેની દશા જોઇને દુઃખ ઉભરાઇ આવ્યાથી.

સુણ્યો ધબકાર હતભાગી[1]—
અને શય્યા ઉપર જાગી! ૩૦

'હવે મુજ બાળ! ના રોઉં,
હૃદય શાંતિજળે ધોઉં;'[2]—
તદપિ આનંદશોકભર્યું[3]
અરે તે સ્વપ્ન નહિ જ ફર્યું!

ફરી મુજ દિવ્ય બાળાને
તણાવું ન રેલતોફાને;—
અહા! પણ કેમ ઉર ભૂલશે,
અરે મુજ બાળ ક્યાં મળશે?![4] ૩૨

૧. કમનસીબ.—હોડીમાંથી કૂદવાનો ધબકારો થયો તે બ કમનસીબ નીવડયો, કારણ તેના અવાજથી જાગી ઊઠી અને સ્વ લોપ થયું જેથી બાળકીની ભેટ થઇ શકી નહિ. ૨. (આ કડ સ્વપ્નમાંથી જાગી ઊઠયા પછી તુરત કાલાવાલારૂપે બોલાયલી.) : બાળકીનાં દર્શન થયાં તેનો આનંદ તથા તેની દશા જોવાથી ઉપજે શોક,—એ બન્ને ભાવથી મિશ્રિત. ૪. જો કે ફરીથી રડવા કે મ અફસોસ નહિ કરવાનો તે માતા ઠરાવ કરે છે, તો પણ તેની લાગણીઓ છે તે તો હજી જેવી ને તેવીજ છે, એ માતાના હૃદયન વિચિત્ર દીનતા અને કોમળતા બતાવે છે.

# ારદુઃખ અને તેનું વિસ્મરણ*

( ધ્વનિત )

ુઃખમાં ડૂબતી દુનિયા તફડે તરવા,
પણ મસ્તતરંગ[૧] વધુ ગુંગળાવી જ દે;—
સહુ એ નિરખી નિરખી મુજ રંક હૃદે
દુનિયા તજી વ્હાય છૂટું નભમાં[૨] ફરવા;

જહિં[૩] મુક્તદમે[૪] સહુ ભૂલી ગમે હરવા,
પડ્યું છે જહિં રૌપ્ય[૫] સુવર્ણ[૬] પદે જ પદે[૭]

---

* દુનિયા દુઃખમાંથી ઉગરવા માટે અનેક પ્રયત્ન કરે છે પણ જેમ તે ઉગરવા મથે છે તેમ તેમ તે દુઃખજાળમાં વધુ સપડાતી છે, કારણ તેને એ દુઃખ ભૂલવાનો તથા તેમાંથી ઉગરવાનો ખરો જડતો નથી. એ ખરો પંથ કવિ કયો ધારે છે તે આ કાવ્યમાં ાવવાનો યત્ન કર્યો છે.

૧. તોફાની મોજા. ૨. આકાશમાં. ૩. જે નભમાં. છૂટા દમે. ( Freely; with free breath ). ૫. રૂપું. સોનું. ૭. ઠેરઠેર; પગલે પગલે.






ફરતા રવિ ચંદ્ર જ વેરી જતા જળં
ઉડતા રસિકાત્મની દીનદશા[2] હરવા !†

વળી[3] કોમળ વાદળીની સુખહૂંફ વિશે
પડી સ્વપ્ન નિહાળું મીંહાં શશિનાવ[4]
તહિં ગાન અલૌકિક બુલ્બુલનું સુણીને

સહુ ઐહિક[5] દુઃખતરંગ ડૂબાડું નિશે.
પછી ગાન અલૌકિક-લૌકિક[7] કૈં કરીને
જગને નિજ લૌકિક દુઃખ ભૂલાવું ધઈ

---

૧. વાદળો. ૨. ગરીબ અવસ્થા. † કુદરતની ખુબ
અને તેની ખુબી પિછાનવા આ સંસારદુઃખબંધનથી છૂટો પડી
શકે એવો જે આત્મા રસિક છે તેની ગરીબ અવસ્થા ટા
આકાશમાં ફરતા સૂર્ય ચંદ્ર વાદળપર ઠેરઠેર સોનુંરૂપું વેરતા જાય
જે રસિક આત્મા એની કિંમત પિછાની શકે છે તે જ એ સો
ઉપાડી લઇ શ્રીમંત બને છે! સંસારદુઃખ ભૂલવા અને ટાળવા
ગરીબ અને અશક્ય હતો તે હવે શ્રીમંત અને શક્તિમાન્ થાય
૩. અહિં "જ્યાં" અધ્યાહાર છે. ૪. ચંદ્રની હોડી. ૫.
દુનિયાનું. ૬. રાત્રિના અંધકારમાં. ૭. Unworldly-worldl



# સંધ્યાને અરજ

( લાવણ્યમયી )

હે સુંદર સંધ્યા! મને તું દે સંતાડી!
ગુંચવાવે બહુ આ હવે જગત્‌ની ઝાડી!
કંઇ ચિંતા, દુઃખ, વિચાર, ભમાવે મુજને,
બહુ હૃદય ખમે છે ભાર, વિનવું હું તુજને! ૧

તુજ સુંદર રંગીન પાંખ તેં શી ફફડાવી,
અંદર શી મધુર સુગંધ વળી પ્રસરાવી!
તુજ હૂંફભરી એ પાંખ હવે ઉઘાડી,
તેમાં હે સંધ્યા! મને તું દે સંતાડી! ૨

આ જીવડો મ્હારો હવે ન ઊંચે ઉડતો,
ઉડતાં ઊંડો દુઃખજળે વિશેષે બુડતો!
મુજ નયન સમીપે ભૂત[1] આવી રહે ઊભું,
ને વર્ત્તમાન ને ભાવિ[2] જોઇ હું ડૂબું! ૩

---

૧. Past. ૨. ભવિષ્ય.

ઉકળી ઉકાળે સૂર્ય જગત્ દિન આખો,
તે સાથ ઉકાળે મને વિચારો લાખો;
પણ જોઈ તુજને હવે, વિનવું હે માડી,
સંધ્યા! લઇ હેતે મને તું દે સંતાડી! ૪

જો મને સૂંવાડી ગુંથે સ્વપ્નની જાળી,
ને આ સઘળો ઉકળાટ દિયે તું ટાળી,
તો પેલી દૂર સ્વર્ગીય બતાવ પ્રભા[1] તું,
જેમાં આ સઘળું વિશ્વ લીન થઇ જાતું! ૫

ને ભૂલી સઘળું ભૂત,[2] આતમ આ મ્હારો,
કંઇ ચિંતન મધુરૂં કરે, બનીને ન્યારો!
મધુકરશું[3] ફુલ ત્યાં ચૂંસે, ભમી સુખ-વાડી!
તો લે, લે, સંધ્યા! મને તું દે સંતાડી! ૬

ફરતો ફરતો મુજ આતમ મનન ત્યાં કરશે,
કંઇ પ્રેમ અને આનંદ-રંગ ઉર ધરશે,

---

૧. તેજ; રોશની. Light. ૨. Past. ૩. મધમાખી જેવો.

ને રંજ અને યત્નનો અંત વિચારી,
ઇશ્વરમાં ધરશે આશ, પંથ સંભારી. ૭

પણ જો આ જગની રંજ અને દુઃખ વધતાં
તું જોય મૂજ ચોપાસ, ધુમ્રશું[1] ચઢતાં,
તો તું નિશ[2] બનીં,† લઇ મને પાંખ ઢાંકી દે,
સંધ્યા! બીડી દે મુજ આંખ, સદાની નીંદે! ૮

૧. ધૂમાડા જેવાં. ૨. રાત. † તો તું જે આ સાંઝ—સંધ્યા—છે તેની રાત બનીને.

# પુષ્પ

( અદલ છંદ )

પ્રિય પુષ્પ ! તને અહિંથી ઉંચકી
લઉં હાથ વિશે બહુ હર્ષથકી,
પણ કાંઇ વિચાર વિશે ચમકી
જગહાલ વિચારૂં ;

કરમાઇ જવા નક્કી તુંય ખીલ્યું,
તુજ શ્રેષ્ઠ સુગંધમહીં નીકળ્યું,
ગૂઢ બોધ દઈ ખરી ભૂમિ ઢળ્યું :
સહુ આખર ખારૂં !

અતિ રંગ અનુપમ અંગ ધર્યો,
દીપવા વળી ખૂબ ઉમંગ ભર્યો,
ખડી ડોકથકી બહુ ઠાઠ કર્યો,—
સહુ એ શિદ ધાર્યું ?

શુભ દિન ઉગ્યો નકી રાત થવા,
ઉદધિ[1] ઉછળે ભરી ઓટ જવા,
ઉડશે થઇ જીરણુ[2] રંગ નવા,
નહિં તેં શું વિચાર્યું ? ૨

જન કૈક જગે ન વિચાર કરે,—
(ન ધરાપર પાય જરાક ઠરે !)—
નિજ ઉત્તરસ્થિતિ[3] નહીં સમરે
સહુ ભાવિ[4] જ ભૂલી;
પણ આખર પાય ઢીલા બનશે,
પસતાઇ ઘડી ઢળીને ગણશે,
ઢળતા ઢળતા ભૂમિમાં ભળશે
ભવસાગર ડૂલી ! ૩

પણ એહ જનો તુજ હાલ અહીં
નિરખે કદી આ ઘડી એક રહી,
પ્રિય પુષ્પ ! કહે, શીખવે શું નહીં
વિધિમર્મ જ તું તો ?

૧. સમુદ્ર. ૨. જૂના. ૩. પાછલી હાલત. ૪. ભવિષ્ય.

તુજમાં સહુ એહ સમાઇ ગયો,
વળી વિશ્વતણો વર ભેદ રહ્યો,
તુજ સાથ ખરે નિરખું અહિં એ
ખુદ **કાળ** જ સૂતો ! †

તુજને ઉંચકી ધરૂં ત્યાં હું કરે,
તુજ ડાંખળી, પાંખડી, સર્વ અરે,
પણ હે પ્રિય કોમળ પુષ્પ ! ખરે
કદી **જો** સમજું હું,
અહિં કોણ જ છે ધરણીપર તું,
મૂળ, સૌ, વળી સૌમહિં સૌ બનતું,
તવ શું ઇશ માનવિ છે વરતું
ઝટ એ સમજું હું !! ‡ ૫

† ત્હારી સાથે અહિં ખુદ કાળ—વખતને જ સૂતેલો હું જોઉં છું ! વખતની જૂદી જૂદી સ્થિતિના સર્વ ભેદ આ ફૂલમાં સમાઈ ગયેલા છે. ‡ આ છેલ્લી કડી અંગ્રેજી કવિ ટેનિસનના એક કાવ્યનું રૂપાંતર છે.

# કન્યા અને વરરાજનું પાણિગ્રહણ[૧]

અથવા

# દિવ્યદ્વારમાં પ્રવેશ*

( રેખતા )

છુપાયો સૂર્ય પશ્ચિમે,
તિમિર સરતું વધે ધીમે;
ગગનમાં શુક્રતારાની
પ્રગટ થઇ જ્યોત જો ન્હાની ! ૧

બધે ગંભીર છે શાંતિ:
પવિત્ર જ કાળની કાંતિ ![૨]
અને મુજ માટ પ્રિયકરૂં
જુઓ આવ્યું પ્રગટ તેડું ! ૨

---

૧. હસ્તમેલાપ. * ટેનિસનની "St. Agnes' Eve" વાંચતાં સૂઝેલી. ૨. એ ગંભીર શાંતિ જાણે આ પવિત્ર કાળની જ કાંતિ–ખુબસૂરતી છે !

ધૂમર[1] સમ શ્વાસ તો મ્હારો
ઉપર આ જાય છે ન્યારો,
અને હે પ્રાણ તું મ્હારા!
ત્વરાથી જા પૂંઠે પ્યારા! ૩

સરપ સમ ચાલતું પેટે,
તિમિર પ્રસરાતું ભૂ[2] ભેટે,
ઘડી મુજ એ જ આભાસે
જતી લઇ જાય પ્રિય પાસે![3] ૪

ઝલકતી શુક્રની જ્યોતિ
ઉરે મુજ[4] આશ કંઇ પ્રોતી,
રજતરશ્મિ[5] ઉતારીને,
હૃદયને જોય ધારીને! ૫

અને આકાશ આ કેવું
દિસે નિર્મળ બરફ જેવું!

---

૧. ધુમ્મસ. ૨. ભૂમિને. ૩. મ્હારી ઘડી એજ અંધારાનું અનુકરણ કરતી મને મ્હારા પ્રિતમ પાસે લઇ જાય છે! ૪. ‘મુજ’ ‘ઉર’નું વિશેષણ છે, ‘આશ’નું નહિ;—‘મ્હારા ઉરમાં.’ ૫. રૂપેરી કિરણ.

અહા મુજ પ્રાણ પણ એવો,
પ્રિતમ! કર શુદ્ધ મણિ જેવો! ૬

ધીમું મુજ ઉર ઉપસાતું,
પ્રિતમનું ગાન કંઇ ગાતું,
શરીરમાં સૂર આ વેળા
ભરે છે ભૂમિપર છેલ્લા!!— ૭

અરે જો! પંથના મ્હારા
પ્રગટ પેલા થયા તારા!
મને ઉપર જવા શી આ
નીસરણી તો ઉતારી હા! ૮

નીસરણી એજ ઉતરી રે
પગો આવ્યા હતા ધીરે;[1]
હવે તે પ્રેમથી પાછા
પ્રિતમને જઈ મળે સાચા! ૯

---

૧. ધીરજ ધરીને—કારણ પ્રિતમથી છૂટાં પડી વિજોગનું દુઃખ ઘણું ખમવાનું હતું!

નજર પાછળ જરા નાખી,
પછી કાંટો[1] ઉપર તાકી,
રૂડી તારાસીડીપર એ,[2]
ચઢંતો પ્રાણુ પથ ધરશે ! ૧૦

નહીં કો નાખશો આંહિં
ફૂંકે નિઃશ્વાસ રે કાંઈ !
મને મુજ માર્ગમાં આવી
દિયે તોફાન અટકાવી ![3]— ૧૧

ઝબૂકો મારતા કેવા
થયા ચમકાર વીજ જેવા !
અહા એ પ્રેમથી ઝાઝા
ઉઘાડ્યા દિવ્ય દરવાજા ![4] ૧૨

---

૧. પ્રાણના હોકાયંત્રનો કાંટો. ૨. એકેક તારો તે એકેક પગથી અને એ એકેકને માથે ઊભેલા સર્વ તારાની જે નીસરણી બની તે દિવ્યદ્વાર આગળ અડકાડી રાખેલી છે. ૩. એ નિઃશ્વાસ (કે વિલાપ) વા-વંટોળિયાના તોફાનરૂપ બની મ્હારા દિવ્યદ્વાર તરફના માર્ગમાં આવી અટકાવ નાખશે ! ૪. મને અંદર લેવા દિવ્યભૂમિના સોનેરી દરવાજા ઉઘાડ્યા તેનાં ભવ્ય બારણાંના ઉઘડતીવેળા જે ચમકારા થયા તે કેવા ઝબુકો મારતા દેખાય છે !

નીસરણી આ ચઢી હાવે,
ઉપર હું જાઉં છું ભાવે;
મને લઈ દ્વાર તો માંહિં,
પૂંઠે ભીડાય છે આંહિં![1] ૧૩

વિરહદુઃખ મૂજ દળવાને,
મને માયાર્થી મળવાને,
અરે **સ્વર્ગીય વર** મ્હારો
જુએ મુજ વાટ ત્યાં[2] પ્યારો! ૧૪

હવે વિજોગ મુજ ટળશે,
સદા વિશ્રામ તો મળશે,
નિરંતર સુખ હવે લઈશું,
અનંતાનંદમાં રહીશું!— ૧૫

ઝબુકતું તેજ ને પૂંઠે
સુણો આનંદધ્વનિ ઊઠે!—
અને **કન્યા** વિમળ હાથે
મળી **વરરાજ**ની સાથે!! ૧૬

---

૧. મ્હારો અંદર પ્રવેશ થયો કે તુરત પાછળ એ દિવ્ય દરવાજો પાછો બંધ થાય છે. ૨. હવે મ્હારૂં આ દિવ્યભૂમિમાં આવવું થયું ત્યાં.

# એક સુંદર સાંઝ

( વસંતતિલકા )

સ્વર્ગીય તેજ અહિં વેરતી સાંઝ આવી,
ને ભાવિગાનતણું કાવ્ય જ સાથ લાવી,
તે મેં સુણ્યું નહિ સુણ્યું કંઇ લુબ્ધ[૧] કાને,
જેણે દીપાવી લલચાવી અહિં ધરાને. ૧

રંગી દીધું સુવચને નભપૃષ્ઠ[૨] પેલું,
જે અર્ધગોળ વળી પશ્ચિમમાં ઊભેલું;
કે દિવ્યભૂમિતણી છાય અહિં ચિતારી
એ સૂચવે અવર[૩] જીવનકેરી બારી ! ૨

આ પૃથ્વીને સરવ જોત જ શુષ્ક[૪] આંહિં
ને કોઇ એમ નહિ રાખત ભાવ કાંઈ,
સ્વર્ગીય તેજ પણ આ ભૂમિએ પડે છે;
રે પૃથ્વીને કંઇક તેજ મહાત્મ્ય[૫] દે છે ! ૩

૧. લોભાઇ ગયલા. ૨. આકાશનું પાનું. ૩. બીજાં; હવે પછીનાં. ૪. સૂકી. ૫. મ્હોટાઇ.

હા માનવી મથીજ જીવનભેદ ખોળે,
તત્રાપિ ના સમજતો કંઇ આંખ ચોળે;
આ સાંઝના ઝઝળીતા પડદા પછાડી,
હે માનવી! છુપવી છે બહુ હર્ષ-વાડી! ૪

એ વાડીમાં સકળ દિવ્યજનો રમે છે,
ને પુષ્પમાળ પ્રભુપ્રેમતણી ગુંથે છે;
એની સુગંધ અહિં સાંઝ પ્રસારી દે છે,
આ મૃત્યુલોકતણી ચક્ષુ મિષે[1]જ ખેંચે! ૫

એ વાડી-પંથ રવિ અસ્ત થતો બતાવે,
પૂઠે જતો અમર આત્મ વિરામ-ભાવે
એ વાડીમાં જઈજ દિવ્ય પ્રભાત દેખે,
જે માનવી ભૂલી જઈ નિજ રાત લેખે!† ૬

સૂર્યાસ્તભૂમિ સહુ આત્મતણી રસીલી,
ત્યાં આત્મનું નવીન જીવન રહે જ ખીલી;

---

૧. બ્હાને; નિમિત્તે; મસે. †સૂર્ય અસ્ત થયો એટલે અહિં આપણે જાણીએ કે રાત થઇ, પણ એ સૂર્યની પૂઠ જે અમર આત્મા જાય છે તેને તો પાછું ત્યાં પ્રભાત જ થાય છે, તેને કાંઇ રાત નથી.

રે ત્યાર આત્મ મુજ આ બની દિવ્યપંખી
જો ઉડશે તુજભણી તુજ ભૂમિ ઝંખી ! ૧૪

તે વેળ તું ઊંચકીને તુજ હાથ તેને
આ તૂજ શાંતિ–ગૃહ ફેરવી શાંત વેણે,
તે અભ્રહીન નભમાં મૂકજે જ પ્રીતે,
છાયા ન હોય જહિં રાતની કોઇ રીતે !† ૧૫

ને જેમ કાચ રૂપલેખનનો[1] બતાવે
જ્યાં તેજ ત્યાં તમ[2] અને તમ તેજભાવે,
રે તેમ આ જગતનો સહુ અંધકાર
ત્યાં દિવ્ય તેજ બનીને દીપશે અપાર !! ૧૬

આ ભૂમિ ને અમરભૂમિતણો સુજોગ
એ રીત હે મધુર સાંઝ ! કરાવી યોગ્ય,
ત્યાં મૂજને લઇ જજે તુજ રંગ રંગી,
હા આપણે બની જશું પ્રિય એકસંગી ! ૧૭

† જ્યાં આ દુનિયાની દુઃખભરી રાતની છાયા પણ હોય નહિ !
૧. યાંત્રિક છબી. Photograph. ૨. અંધારું.

# "ગરવી ગૂજરાત"

( ધ્વનિત )

ગરવી ગૂજરાત! અહા, મુજ જન્મભૂમિ!
વીર માત મીઠી વિરલા નર કેકતણી!
**મુજ જન્મભૂમિ!**-નિત્ય એ પ્રિય શબ્દધ્વનિ
મધુરા ભણકાર કરે મુજ ઉર ઘૂમી!

પ્રિય માત! રીઝું તુજ પાય સદાય ચૂમી:—
મુજ જીવનસાર્થક હું રહું એજ ગણી;
શુભ હિન્દની વાડી! તુંમાં ભમી વેળ ઘણી
મધુરાં ફુલડાં સૂંઘતો રહું રે ઝઝૂમી!

તુજ સુંદરતાનભમાં બહુ વાદળિયો
ચઢી આવી પસાર થતી બહુ વાર દીઠી,
પણ તૂજ પ્રતાપપ્રકાશ અખંડ વધ્યો,—

તુજ પુણ્યપ્રભાવ જ એ, મુજ માત મીઠી!
શીત એ નભછાંય નીચે, તુજ વાડી વિશે,
કંઇ ગાન કરૂં બની પક્ષી જ દિનનિશે!

# સનાતન અંધાર

( રાગ મ્હાડ )*

અતિ ઊંડા પવિત્ર અંધાર ઓ !
ઊંડો શો તુજ પુકાર !

શુદ્ધ સ્વરૂપ સનાતન[1] ત્હારૂં
ફુલે બ્રહ્માંડમોઝાર,
સૃષ્ટિ બધી પાકી ત્હારા ઉદરમાં,
તુંમાં ડૂબ્યો સહુ સાર રે,
અતિ ઊંડા પવિત્ર અંધાર ! ૧

ત્હારી સાથે કંઇ લડતું જણાતું
એવું આ દુનિયાનું તેજ,
તે પણ ત્હારા ઉદરમહિં પાકયું,—
તું વિણ કાંઇ ન રેજ રે,
અતિ ઊંડા પવિત્ર અંધાર ! ૨

---

* મ્હારી ઝૂમાં ત્હારે ઓઢણે મેવાડો રે મલીર—એ ચાલ.

૧. સદાનું; હતું, છે અને હશે એવું.

…ાકાશનાં પડ કૈંક રચ્યાં ઇશે
તેમાં ફૂંકી નિજ તાન,—
…ે સહુની પણ આગળ તું તુજ
ગાતો અખંડ જ ગાન રે,
અતિ ઊંડા પવિત્ર અંધાર ! ૩

…ર્ય, શશિ[1] વળી તારા ને પૃથ્વી,—
ગાન કરે એ સર્વ,
…ના સ્વરો સહુ તુજ ભવ્ય ગાને
તજી દે ગર્વ રે,
…તિ ઊંડા પવિત્ર અંધાર ! ૪

…િજમાંહિં રમાડતું
વિશાળ,
રહે તુજ અંતર
…જ બાળ રે,
…પવિત્ર અંધાર ! ૫

મનેસું
…સહાય,





આશ્રય તેને તું ત્હારો દઇને
શીતળ કરી દે ત્યાંય રે,
અતિ ઊંડા પવિત્ર અંધાર !

તેજ બધું જગદૃષ્ટિથી છુપવે
ઉચ્ચ વિશ્વેશનાં કામ;
વિશ્વ અલૌકિક તું જ બતાવે,†
ત્હારૂં જ છે સત્ય ધામ રે,
અતિ ઊંડા પવિત્ર અંધાર.

પૃથ્વી અપાર દુઃખોથી ભર
પામર જનના શા
પણ તુજ ઉરમાં એ
તો

વિશાળ,
રહે તુજ અંતર
જ ભાળ રે,
પવિત્ર અંધાર! પ

મનેસું
સ્હાય,

